## " મ્હારા દીકરાને ! " માટે અભિપ્રાય.

" આ ઉમદા પુસ્તકોની ખરી અગત્યતા અને ઉપયોગીપણું થોડા સાદા શબ્દોમાં સમજાવવાની અમોએ કોશેશ કરી છે. અને અમો ઇચ્છીએ છીએ કે ઉધરતી ઓલાદના ભલાં માટે કાળજી લેતાં દરેકે દરેક આ પુસ્કોના અભ્યાસ કરી તેનો છુટથી ફેલાવો કરવાને પોતાથી બનતું કરે. વર્ષ ગાંઠ, નવું સાલ કે લગન નવજોત જેવા ખુશનુમાં પ્રસંગોએ સાદી ભેટ તરીકે આ પુસ્તકોનો ઉપયોગ કરવાનું બધ બેસતું થઇ પડશે. કોઇ એકજ કોમ કે ઇનસાન માટે આ પુસ્તકો લખાયાં નથી, પણ સામાન્ય માણસ જાતને તે ઉપરથી ઘણું શીખવાનું મળે એમ છે." ( **પારસી સંસાર.** )

" એ ભલા ભાઇને મારી એજ વીનતી છે, કે એક બે વાર લખાણ કરી, ચોપાન્યા વહેંચી, ભાષણ આપી, તે ઉપર સંતોષ નહીં પકડવો; એવા પ્રકારની શુભ કોશીશ ચાલુ રાખવી. તેવની શુભ કોશીશનાં સારાં ફળ મારા જેવા જાણવામાં આવ્યાં છે, પણ એવાં ફળનો પાક વરસો વરસ ઉતારવા માટે વરસો વરસ નવાં બીજ રોપવાની જરૂર છે; એક હાથે નહી પણ અનેક હાથે વાવણી થવાની જરૂર છે, એક પત્રમાં નહી પણ અનેકપત્રમાં લખાણ થવાની જરૂર છે. કોમની કેળવણી એટલે ખિળવણી માટે તેનાં ' વિચે 'ની જાગવણીની જરૂર છે." ( **હિંદી આરીક-ડો૰ દાજી.** )

## " મા-બાપની સેવા " માટે અભિપ્રાય.

" આજના સુધરેલા જમાનામાં માબાપની સેવાની પુરી કદર મોટે ભાગે કરવામાં આવતી નથી. માબાપની સેવા કરવામાં પોતાના મનને ગમતી મોજનો ભોગ આપવા તૈયાર થતા બહુજ થોડા સપુતો આજે નજરે પડે છે. મી૰ દેશાઇનું આ પુસ્તક બહુ ઉપયોગી અને વાંચવા જોગ તવારીખી બાબદોથી ભરપુર અને રસીલું છે; જેનો પુખ્ત અભ્યાસ કરવે માબાપની સેવા બજાવનારાં છોકરાંઓ પોતાની ફરમાનદારી ભરેલી ફરજ પ્રેમ અને લાગણી સહિત બજાવી શકશે." ( **જ્ઞાન વર્ધક** )

" દીકરી તો પરણીને પારકે ઘરે જનાર હોવાથી છોકરીઓની કેળવણી પાછળ કેટલાંક માબાપો જોઇયે તેવું ધ્યાન આપતાં નથી. તેઓને મી૰ દેશાઇએ આ પુસ્તકમાં જે બોધ દીધો છે, તે ચાનક આપનારો છે." ( **જામે જમશેદ.** )

## " સારી જીંદગીની શોક " ☞ ફેશનની ફિસિયારી-માટે અભિપ્રાય.

" મી૰ શીયાવક્ષ સોરાબજી દસ્તુર કામદીન, જેવણ મરહુમ જાણીતા મુંબઇગરા શેઠ અરદેશર કામદીનના ભાઇ થાય છે, તેવણે આ પુસ્તક મી૰ દેશાઈ પાસે ખાસ રચાવેલું છે. અને પોતાના માયની રેહણી કરણી વિષે જે અર્પણપત્ર મી૰ કામદીને લખ્યો છે ધન્ય ધન્ય પોકરાવે એવો અને આજની વહુઓ તથા સાસુઓને કિમતી ધડો આપી એવો લખેલો છે. સંસારના સુખને માટે હાલમાં તો આવીજ જાતની સીરીઝની ખાસ હતી, ને તે જરૂર મી૰ દેશાઇના સંસારની સીરીઝનાં આવાં પુસ્તકોથી ઘણે દરજ્જે પડી છે. બાકીની હારમાળા પણ હવે પુરી થએલી જોવાને વાંચનારી આતુર છે."

(**પારસી સંસાર.**)

"સંસાર સુખના પુસ્તકોની હારમાળા જે મી૦ સોરાબજી દેશાઇ તરફથી લખાઇને પ્રગટ થાય છે તેમાં ઉપલું પુસ્તક લખીને કર્તાએ ગુજરાતી પ્રજાની ઉત્તમ સેવા બજાવેલી ગણાશે. દરેક સુધરેલી તથા પછાત ગણાતી કોમ કે પ્રજામાં ઓછા વધતા પ્રમાણમાં તન, મન ધનની ખુવારી કરનારા રીવાજો—રૂઢીઓ હોય છે. દીલગીરી ભરેલું એ છે કે હાલના સુધરેલા ગણાતા જમાનામાં સુધરેલી—શીખેલી ગણાતી પ્રજામાં પણ જ્યારે એવા નુકશાન કારક રીવાજો અને રૂઢીઓ ફેશન, એટીકેટ, પોઝીશન, ટેક, માન, મોટાઇ, દેખાવ જાળવવાને નામે ચાલુ રહે છે, ત્યારે સુધરેલી અને જંગલી વચ્ચે કાંઇ તફાવત રહેતો નથી"

**(સાંજ વર્તમાન.)**

"સામટી રીતે એ પુસ્તક કોઇ પણ વાંચનારને સારૂં જેવુંજ વાંચણ પુરૂં પાડશે, એમ કહેવામાં અમે બીલકુલ સહરાગાત માનતા નથી."

**(દીલે આરામ.)**

"મી૦ દેશાઇ તરફથી ઉપલું પુસ્તક હાલ પ્રગટ થયું છે. સંસાર સુખના એમના પુસ્તકો પ્રસંશા પામીયાં છે, પણ હાલના વખતને તમામ અનુસરતાં એવાં ચાનકરૂપી ચિતાર રજુ કરનારાં પુસ્તકની ખરી જરૂર હતી. અને તે મી૦ દેશાઇની તેજી કલમથી પાર પડેલી જોઇ વાંચક વર્ગ ખચીત ખુશી થશે. જો કે આ પુસ્તક એક વાર્તાના રૂપમાં છે અને ફેશનની ફિસિયારીના ત્રાસદાયક પરિણામ રજુ કરે છે, પણ તે પાત્રો એટલી તો ઉત્તમ બોધ આપતી રીતે અને એવી તો રસીલી એબારતમાં રજુ થયાં છે કે પુસ્તકના પહેલાં પાનાથી તે છેલ્લાં પાનાના છેલ્લાં વાક્ય સુધી વાંચનારનું ચિત એક સરખી વખાણની લાગણીથી આકર્ષી રહે એમ છે."

**(હિંદી-આફ્રીક)**

"નસિહતો—નીતિરીતિ—શીખામણો—દાખલાઓ વગેરે અમોને નિચલા સફાઓ ઉપર વધુ અસરકારક માલમ પડે છે.

૨-૧૧-૧૨-૧૩-૧૪-૧૭-૧૯-૨૧-૨૩-૨૫-૨૬-૩૧-૩૨-૩૩-૩૫-૩૬-૪૫-૬૧-૬૨-૭૦-૭૧-૭૨-૭૪-૭૬-૮૦-૮૩-૮૭-૮૯-૯૨-૧૦૦-૧૧૨-૧૨૩-૧૩૩-૧૩૪-૧૩૭-૧૩૯—આ પુસ્તક દરેક કોમના માબાપોએ યા વાલીઓએ વાંચવું જોઇએ ને પોતાના ઉમરમાં આવેલાં ફરજંદોને પણ ખાસ કરીને વંચાવવું જોઇએ છે.

**(જ્ઞાન વર્ધક.)**

"આ નવાં પુસ્તકમાં જે ભાષણકારનાં ભાષણોની હારમાળા આપવામાં આવી છે તે ભાષણો વાંચવાથી ઘણું ઘણું નવું નવું જાણવાનું મળે છે. કાશમીરના રાજાની પુત્રીના સ્વયવર વખતનો દીલ ઉશ્કેરનારો જે ચીતાર કર્તાએ રજુ કર્યો છે, તે વાંચતાં ભુલભુલામણીના ભેદો કેવી રીતે કુદરતી રચના સમજાવે છે તેનો છેવટના પ્રકરણો વાંચવા સીવાય ખ્યાલ આવે એમ નથી.

ગુજરાતી સાહીત્યમાં આ પુસ્તકના વધારાથી ઘણો ફાયદો થશે. ભાષા ઉપરનો કર્તાનો કાબુ તેમના અત્યાર અગાઉના પુસ્તકોથી સીદ્ધ થએલો છે. શુદ્ધ ભાષા વાપરતાં ને સમજતાં શીખવા માટે આવાં પુસ્તકોની અગત્યતા કોઇથી ના પાડી શકાશે નહીં."

**(જામે જમસેદ)**

# દુ:ખીને દિલાસો.



## ભાગ ૫૬ મો.

રચનાર,
શો૦ મ૦ દેશાઇ.

કુજા આન હમે મેહેરો ખુનીન શીરેશ્ક ?
કે દીદારે ખુરશીદ બુદુરા પીઝેશ્ક.
કુજા આં હમે રૂઝ કરદન બ શબ ?
દિલો દીદેહ ગિરિયાંનો ખંદાં દુ લબ.
કુજા આં હમે મેહરો પયવન્દે મા ?
કુજા આં હમે એહદો સોગન્દે મા ?

આપનાં જે મુખ-કમળના દર્શન થતાંજ લોહીનાં આંસુઓથી ભિંજાયલાં દુ:ખીઓને રાહત મળતી હતી, તે આપ ખુરશેદનું મુખ-કમળ, અને આપનો માયાળુ મુખડો હવે કયાં ગૂમ થઇ ગયો ? અંધકાર રાત્રિને પ્રકાશિત દિવસ બનાવી દેનારો આપનો સુખવાસી જમાનો કયાં જતો રહ્યો ? કે આપની ગેરહાજરીથી દિલદારોનાં જીગર અને ચશમો જાર જાર રડતાં હતાં, અને જ્યારે આપનાં પાછાં દર્શન થાય ત્યારે સર્વનાં મોઢાં હસ્તાં રમતાં જણાતાં હતાં. આપનો સઘળો પ્રેમ અને સંબંધ હવે કયાં ચાલ્યાં ગયાં ? આપણુ વચ્ચે જે કરારનામા ને સોગંદનામા થયાં હતાં તે સૌ કયાં ભૂલાઇ ગયાં ?

નવસારી.
ઈ. સ. ૧૯૨૨.
કિંમત રૂા. ૦-૪-૦
(પ્રત ૧૦૦૦)

આ પુસ્તક સુરત "ગુજરાત સ્ટેન્ડર્ડ પ્રેસ"માં મી. ઉત્તમરામ ઉમેદરામ રેશમવાળાએ મી. શોરાબજી મનચેરજી દેશાઇને માટે સુરત હરીઝ મંઝીલમાં તા૦ ૨૦-૮-૨૨ ના રોજે છાપી કર્તાએ નવસારીમાં પ્રગટ કર્યું છે.

# સંસાર સુખનાં પુસ્તકો.

**મહેરબાન સાહેબો!**

સંસાર સુખનાં અને સંસાર સુધારાનાં તથા દુઃખી સંસારને શાંતિ આપનારાં મી૦ બે૦ મ૦ દેશાઇનાં નીચલાં પુસ્તકો ખરીદવા ખાસ ભલામણ કરૂં છું. વી. પી. તથા પોસ્ટેજ દરેક પુસ્તકનું જૂદું લેવામાં આવશેજી.

| | | |
|---|---|---|
| ૧–" બેટી તું સાસરે કેમ સમાશે ?" | કિંમત રૂ. | ૧–૦–૦ |
| ૨–" મ્હારા દિકરાને !" | " " | ૧–૦–૦ |
| ૩–" સાદી જીંદગીની શોક— ફેશનની ફિસિયારી." | સાદી—" | ૧–૮–૦ |
| | કપડાંની—" | ૨–૦–૦ |
| ૪–" સલુકની માતા." | સાદી—" | ૧–૮–૦ |
| | કપડાંની—" | ૨–૦–૦ |
| ૫–" દુઃખીને દિલાસો " ૫૬ ભાગો. દર ભાગના—" | | ૦–૪–૦ |
| ૬–" પારસી વિષયો." | " | ૧–૦–૦ |
| ૭–" દાદારજીની દરબાર." | " | ૦–૪–૦ |
| ૮–" ગંજે શાયરાન." | " | ૩–૦–૦ |
| ૯–" **મા-બાપની સેવા** " (બીજી આવૃત્તિ) | " | ૧–૦–૦ |
| ૧૦–" **સંસારનો સુકાની**" **એટલે** બાપ બનવાનો હુન્નર. | " | ૨–૦–૦ |
| ૧૧–" બંદો અને બંદગી " | " | ૨–૦–૦ |

☞ બંદગીનું બળ અને ફળ.

નાં. ૧૦ તથા નાં. ૧૧ વાળાં પુસ્તકો છપાય છે તે થોડા વખતમાં બહાર પડશે. આગમચથી નામ નોંધાવનારાંને અડધી કિંમતે રૂ. ૧)માં મળશે. નામ જલદી નોંધાવજોજી.

સેવક,

**બેહરામજી મનચેરજી દેશાઈ.**

સ્ટેશન રોડ—**નવસારી.**

# મરહુમ ખાન બહાદુર

## શેઠ ખુરશેદજી રૂસ્તમજી થાણાવાળા—સી૦ આઇ૦ ઇ૦

The heights that great men reached and kept,
Were not attained by sudden flight;
But they, while their companions slept,
Were toiling upwards in the night. —*Longfellow.*

જુના જમાનામાં પારસીઓમાં જેઓ સ્વતઃ બનેલા મહાન પુરૂષો પોતાનાં ખાંદાનને અને કોમને કિંવા દેશને ઘડારૂપ થઇ ગયા છે, તે પૈકીના એક મ્હારા પિતાજી હોવાની મ્હને વાજબી મગરૂરી છે. એમનો જન્મ થાણામાં તા૦ ૪ માર્ચ ૧૮૩૭ના દિવસે થયો. એમના પિતાશ્રી થાણાના સુપ્રસિધ્ધ વકીલ હતા, તેમની કાયદાની કુશળતા દેખીને, જેમ વૈદના દીકરાને બાલ્યાવસ્થાથીજ વૈદની લીટિ સીધી દેખાય છે, જોષિના છોકરાને બાળવયથીજ ગ્રહોની સાથે વાતો કરવાની તલબ થાય છે, તેમ મ્હારા પિતાજીમાં " આશનીદે ખેરદ " કહેતાં જાતિ ચંચળાઇ હોવાથી, કાયદાની સડક ઉપર જ પોતાની બુધ્ધિનો ઘોડો દોડા વવાની હોંશ હતી. જગતમાં મહાન કીર્તિ કરવાની જન્મ-ઇચ્છા લઇને જન્મેલા નરોમેં ઘણો કાળ શાળા કે કોલેજના દાદરા ભાંગવા ગમતુંજ નથી; તેમને તો ઝટ ઝટ માર્ગે લાગી જવાની ઉતાવળ હોય છે. મ્હારા પિતાજીની પણ તેવી તીવ્ર ઇચ્છા હોવાથી થાણાના જડજ મી૦ ટકકરે પોતાના વિશ્વાસુ કલાર્ક તરીકે નિમ્યા. મુંબઇની " સદર-અદાલત "માં દુભાસ્યાની પરિક્ષા લેવાઇ, જેમાં પહેલે નંબરે પાસ થવાથી, અને સોનું તથા સુગંધ એકઠાં થાય તેમ મી૦ ટકકરને ઇ૦ સ૦ ૧૮૬૦માં સદર-અદાલત " હાઇ કોર્ટ "માં ફેરવાઇ ગયાથી, ત્યાં મોટો ઓહ્દો મળવાથી, આસી૦ ટ્રાન્સલેટરનો હુદ્દો મ્હારા પિતાજીને મળ્યો. એમની કુનેહ કારસાજીની ખાતરી જસ્ટીસ સર જોસફ આર્નોલ્ડને થતાંજ ચીફ ટ્રાન્સલેટરની જગા આપવામાં આવી. ઇ૦ સ૦ ૧૮૬૫માં " પારસી ચીફ મેટ્રીમોન્યલ કોર્ટ "ની સ્થાપના થઇ; એટલે એઓને " ઓનરરી કલાર્ક ઓફ ધી કોર્ટ "નું વધારાનું કામ સોંપવામાં આવ્યું.

હાઇ કોર્ટમાં ૯ વર્ષ નોકરી બજાવ્યાથી, તેમ એમણે સબોર્ડીનેટ જડજની પરિક્ષા બીજે નંબરે પસાર કીધાથી કલ્યાણીના સબોર્ડીનેટ જડજ નિમાયા. પછી ડીસ્ટ્રીકટ પ્લિડરની પરિક્ષાના પરિક્ષક નિમાયા; અને કલ્યાણીમાં પ્રશંસા પાત્ર ન્યાય આપવાની વૃત્તિ જોઈ સુરતના ૧ લા વર્ગના સબ-જડજ નિમવામાં આવ્યા. પછી વડોદરા રાજયમાં રાજ-ખટપટની તપાસ કરવા જયારે મી૦ ટકકર કમીશનર નિમાયા ત્યારે પણ એઓની સેવા માંગી લેવામાં આવી; અને મહારાજા મલ્લાહરરાવ ગાયકવાડ સામે કામ ચલાવવા કમીશન બેઠું ત્યાં

ઇન્ટરપ્રેટર તરીકે એમની જ પસંદગી કરવામાં આવી. ત્યાં એમની કાર્ય દક્ષતાથી અને ચપળતાથી આ દેશી રાજ્યનું ધ્યાન ખેંચાતાંજ, ઇ૦ સ૦ ૧૮૭૫માં વડોદરામાં રિજન્ટ લેખે જેવી રાજા સર ટી૦ માધવરાવની નિમણુંક થઇ તેવીજ તેમણે બ્રિટીશમાંથી એક કુનેહબાજ, બાહોશ રાજદ્વારિ, તથા ઉચ્ચ બુધ્ધિના ન્યાયાધિશની માગણી કરતાં, ચીફ જસ્ટીસ સર માઇકલ વેસ્ટ્રોપે એમનીજ પસંદગી કરી ત્યા મોકલી આપ્યા.

વડોદરામાં આવતાં બરાબર જ્યુડિશિયલ ખાતાંમાં તૂર્તા તૂર્ત સુધારા કરી દેવાનું એમણે મન ઉપર લીધું. સીવીલ અને ક્રિમિનલ કોડ એમણેજ તૈયાર કર્યા, અને પહેલી વરિષ્ટ કોર્ટના પહેલા ચીફ જસ્ટીસ તરીકે એમની નિમણુંક થઈ. સર ટી૦ માધવરાવે પહેલાજ વાર્ષિક રિપોર્ટમાં જણાવી દીધું કે; "ન્યાય ખાતાં વિષે વિવેચન કરતાં મી૦ ખુરશેદજી માટે મ્હારે જણાવવું જરૂરનું છે કે, બ્રિટીશમાં એમણે જે ઉત્તમ કીર્તિ મેળવી છે તે કીર્તિમાં એમનાં આ રાજ્યનાં કામથી મોટો વધારો થયો છે. આ રાજ્યનું ન્યાયખાતું એમના સિવાય બીજા કોઈ હાથમાં આપવાને હું ખુશી થઇશ નહીં." એવાં એવાં વિવેચનો દરેક વાર્ષિક રિપોર્ટમાં થતાં રહ્યાં. ન્યાયના કારોબાર ઉપ્રાંત રાજ્ય પ્રકરણની બાબતોમાં એમની ખાસ સલાહ લેવામાં આવતી, અને શ્રીમંત મહારાજાની યૂરોપના પ્રવાસની ગેરહાજરીમાં કાઉન્સીલ ઑફ એડમીનીસ્ટ્રેશનમાં બિરાજવા માટે, ગવર્નર જેનરલના એજન્ટ મી૦ પી૦ એસ૦ મેલવીલે એમને લખ્યું હતું કે; "આપ કાઉન્સીલમાં બિરાજશો તો આપને તેમ આ રાજ્યને પણ શોભા ભર્યું લાગશે."

"ડીસ્ટ્રીક્ટ મ્યુનિસિપલ બીલ" તૈયાર કરવામાં કરેલી કારસાજી ભરેલી કુનેહનાં વખાણ કરતાં ઓન૦ મી૦ ગીબ્સે ભર કાઉન્સીલમાં ભારે સ્તુતિ કરતાં કહ્યું હતું કે; "આ બીલની પેઠે, સર્વ કોઇને સંતોષ આપે એવાં બીલ કોઇક જ થતાં હશે. પ્રેસીડન્સીના ઉત્સાહી અને મહેનતુ દેશી જડજનો તૈયાર કરેલો લેખ આજે મ્હારા હાથમાં છે. ડીસ્ટ્રીક્ટ મ્યુનિસિપાલીટીનો સંપૂર્ણ અનુભવ ધરાવનારા એક ગ્રહસ્થનો પાકટ અભિપ્રાય આ બીલમાં કાળજીપૂર્વક જણાવી મ્હારા હાથમાં મૂકવામાં આવ્યો છે." એ કરતાં પણ વિશેષ, વતનદાર એક્ટ-કોર્ટ જુરિસ્ડીકશન-જેલ લૉ-એકસ્ટ્રાડિશન એકટ-એમેન્ડમેન્ટ ઓફ પીનલ કોડ-સીવીલ એન્ડ ક્રીમીનલ પ્રોસિજર કોડ વિગેરે ઉપર થએલાં એમનાં લંબાણ સુધારા વધારા સાથનાં વિવેચનો અને અભિપ્રાયોથી છક્ક થઈ જઈને ઓન૦ સર રેમન્ડ વેસ્ટ તો એટલાં સૂધી રિમાર્ક કરી ગયા છે કે:—"મ્હને માનવાને કારણ છે કે, હું મ્હારી પાછળ તમારા જેવા થોડાજ માણસને મૂકી જઇશ, કે જેઓએ મ્હારા મનપસંદ વિચારો સમજી જઇ તેનો વાજબી ઉપયોગ કર્યો છે, અને ન્યાયના કાયદા આ દેશમાં સ્થાપવાને તમારી પેઠે પોતાનો ભાગ સંપૂર્ણ લાયકાતથી ભજવ્યો હોય."

ઇ૦ સ૦ ૧૮૭૭ માં મહારાણી વિકટોર્યાએ "કયસરે હિન્દ" નો દરજ્જો ધારણ કીધાની ખુશાલીમાં એઓશ્રીને એક ચાંદ ભેટ કરી "ખાન બહાદુર" નો તે વેળાનો મોંઘો ખેતાબ એનાયત કરતાં નામદાર વાઇસરોયે જણાવ્યું હતું કે; "રાજ્યનિષ્ટ ભકિતને છાજતી આપની વર્તણુક અને પ્રમાણિક સેવાની પિછાનમાં અંગિક બહુમાન લેખે આપને ખાન બહાદુરનો ખેતાબ બક્ષવામાં આવ્યો છે." પરન્તુ એ ખેતાબથી તૃપ્ત ન થતાં રાજા સર ટી૦ માધવરાવે લખી જણાવ્યું હતું કે; "આપને હાલ જે માનથી નવાજવામાં આવ્યા છે તેના કરતાં વિશેષ માનને આપ લાયક છો, જેથી મ્હને ઉમ્મેદ છે કે, આપના માટે હજી પણ વિશેષ માન અકરામ બાકીમાં રહ્યું છે."

ઇ૦ સ૦ ૧૮૮૧ માં શ્રી. સયાજી મહારાજા ગાદીનશીન થયા ત્યારે પણ અંગ્રેજ સરકારે બહુમાનનો પોષાક એક કિમતી ઘડિયાળ સહિત તારીખ ૨૮-૧૨-૧૮૮૧ ના રોજ ભરએલી દબારમાં સુંદર શબ્દો ઓચરી ભેટ આપ્યો હતો. હરદો સરકારની ૩૨ વર્ષની નોકરી પૂરી થતાં શ્રી. ગાયકવાડે પોતાને ત્યાં વધુ મુદત રાખ્યા ખરા, પરન્તુ જ્યારે એઓ પેન્શન ઉપર નિવૃત થવાની ખબર પડી ત્યારે સર ટી૦ માધવરાવે લખ્યું કે:—"હાલ આપ ૫૩ વર્ષની વયના છતાં સશકત છો, માટે જો મહારાજાની જગોએ હું હોઉં તો આપને ભાગ્યેજ નિવૃત થવા દઉં." એઓ વડોદરા રાજ્યની નોકરીમાંથી તારીખ ૧--૧૦--૧૮૯૦ થી નિવૃત થયા બાદ રતલામ સ્ટેટના દીવાન તરીકે ત્યાંના રાજા સાહેબ રણજીતસીંહજીએ નિમી ખીલાત શીરપાવની ભેટ કરી. થોડા વખ્ત પછી એ રાજાજીના મરણ કેડે ગાદી ઉપર ન્હાની વયના રાજપુત્ર સર્જનસિંહજી આવ્યા, તેઓ ઉમ્મરમાં આવતાં સુધી ખાન બહાદુરને અંગ્રેજ સરકારે રતલામના રીજન્ટ નિમ્યા, અને મહારાણીની ૮૦ મી સાલગ્રેહના શુભ પ્રસંગે ખાન બહાદુરને સી૦ આઇ૦ ઇ૦ ના મહાન ખેતાબની નવજેશ ફરમાવવામાં આવી. દિવાનગીરીના છેલ્લા દિવસો ઉપર જીવલેણ માંદગી લાગુ પડવાથી સેવામાં ને સેવામાં જ મુંબઇ આવી એમણે પોતાના પાક જાનનો ચાર્જ પોતાના પાક પરવરદિગારને તા૦ ૧૪ એપ્રીલ ૧૯૦૩ ના રોજે પાછો સોંપી દીધો.

બ ગેતી ન ફરઝંદ માનદ ન બાબ;
તુ બર મૉગે બાબ ઇચ ગુન્હે મ તાબ!

આ જગત્‌માં નથી આવા પિતાશ્રી કાયમ દાયમ રહેવા પામતા, કે નથી બાપના બેટાઓ સર્વદા જીવતા રહેતા. માટે હે ભાઇ! તું ત્હારા બાવાજીની જૂદાઇના ગમમાં ગીરફતાર ના રહે! વડોદરાથી વિદાયગીરી લીધી ત્યારે વડોદરાવાસી હજારો ચાહનારાઓને સ્ટેશનથી ઉપડતી એમની ગાડી જોઇને જાણે જનાજોજ જતો હોય નહીં શું, એટલું બધું તેમના વખાણનારાઓને દુઃખ લાગ્યું હતું, અને રતલામથી રવાનગી થઇ ત્યારે તો

હમે દીદેહ પુર ખુનો દેલ પુર ઝે દાગ;
ઝે રંજે રવાન ગશ્તેહ ચું પરરે ઝાગ.

તેમના પ્રત્યે દીલ્દાગીરી દર્શાવનારા સઘળા લોકોની આંખ્યો આંસુઓની ધારાથી ભિંજાઈને તર થએલી જણાતી હતી, અને સર્વ કોઈનાં જીગર તેમની જુદાઈના જખ્મથી કાગડાનાં પિછાંની માફક કાળાં મારી ગયાં હતાં. જે મનુષ્ય ઇન્સાફ, શાણપટ, અને પોતાની આબ્રુ સંભાળીને મહત્વાકાંક્ષી થઇ હમ્ફ્રી ડેવીની પેઠેમ બોલી શકે કે; What I am, I have made myself, તેજ મનુષ્ય આ લોકની ચાહ્યા માયા, કીર્તિ જશ કે જય જીતી જઇને પરલોકમાં પણ ખ્યારો થવા પામે. અશો જરથોસ્તના પાક કલામોનો એમને સમજીને જપ કર્યો હતો કે; "અષા આઅત સઇરી, અષહ્યા વેરેઝેને કહ્મા ઈચીત હાતામ જીજિષામ વહિસ્તામ ઉબોઈબ્યા અહુબ્યા."—આ ઉત્તમ કલામો હપ્તન યશ્તમાં એકવાર નહીં પણ બબેવાર પઢવા ફરમાવ્યું છે કે; સત્યની સરદારીમાં અને રાસ્તીનો અમ્મલ ચલાવીને જીવતાં મનુષ્યોમાં જે કોઇ વીરલો ગેતી અને માનોઇ બેઉ દુનિયામાં સર્વથી શ્રેષ્ટ જીંદગી ગુજારવા ઈચ્છતો હોય તેણે સખી, ઉદાર, મોટાં દિલના અદ્દલ કરનારાં થવું. એ બાપના નમનતાઈ ભરેલા વિચાર આચારોમાં તાજાં ખીલેલાં પુષ્પો જેવો પમરાટ ને સુગંધ ભરેલી હતી. સદ્દવર્તન એજ સત્તા છે, અને બુધ્ધિ કે જ્ઞાન એ પણ જો કે સત્તાજ છે, તથાપિ સદાચરણ વિના જ્ઞાન કે બુધ્ધિ દીપતાં નથી. જમણા હાથ ઉપર કાયદો અને ડાબા હાથ ઉપર હક્ક વાજબી ન્યાય (Law & Equity) એ બન્ને એમની બેન્ચ ઉપર સાથે સાથે વસતાં હોવાથી એમનું ચારિત્રય સુંદર દેખાતું હતું. એમના આવાં મૂગાં શિક્ષણથી મેં મ્હને પોતાને પણ ધડો આપ્યો છે કે;

મ કુન ફરાખ રૂઈ દર અમલ—અગર ખાહી,
કે વકતે રફએ તુ બાશદ મેંજાલે દુશમન તંગ;

તું પાક બાશ! વ મદાર—અય બેરાદર અઝ કસ બાક,
ગઝંદ જામયે નાપાક ગાઝરાન બર સંગ.

હે બંદે! તું પણ ત્હારા અમ્મલના વખ્તમાં કાંઇ પણ પ્રકારની પુકરાજી કરતો ના; કારણ કે તને જ્યારે હાલના અમ્મલ ઉપરથી ઉતરવું પડે ત્યારે ત્હારા શત્રુઓને પણ ત્હારા વિરૂધ્ધ કશું બોલવાનુંજ રહે નહીં. તું પોતે હમેશાં પાક રહેજે, અને પછી તને ભલા ધનેતરથી બિહવાનું કારણ નથી. તું શુધ્ધ રહેશે તો કોઇથી પણ તને ડાઘ લગાડી શકાશે નહીં; મેલાં કપડાંને જ ધોબી તો પથ્થર ઉપર ખુબ પછાડે છે, ને ધોત્તાં કપડાં તો શાન્તિમાં જ પડયાં રહે છે. માણસને કિમ્મતી બનાવે છે નમ્રતા, અને કોડાનો કરે છે ગરૂરી. હવે બસ.

બે બાશદ હમે બુદની બી ગુમાન,
નજસ્તસ્ત અઝુ મર્દે દાના ઝમાન-

ખચિત, જે કાંઇ થવા કાળ તે થવાનુંજ, જમાને મર્દ કે જેહાં આશકાર મોટો દાનાવ પુરૂષ પણ કજાના પંજામાંથી બચવા પામનાર નથી.

ચરણરજ સેવક,

**કાવશજી ખુરશેદજી થાણાવાળા.**

# "થાણાવાળા" ખાનદાનની વંશાવળી.

નોંધ—ભા=એટલે બાનુ યાને ધણિયાણી સમજવાં.

પુ=એટલે પુત્રી સમજવું.

* આવી ફુલકીવાળાં બેહેસ્તનશીન થએલાં સમજવાં.

* થાણામાં, ભાંડુપ ગામે જવાના રસ્તા ઉપર શેઠો કાવસજી દોરાબજી રૂસ્તમજી પટેલે પરથાવેલાં દોખમામાં તા૦ ૨૭ જુન ૧૭૮૧ને દિને પહેલ વહેલા દોખ્મનશીન થનાર એઓ વીરજી હતા.

* હોરમજજી. (મુળ પુરૂષ)

|

* અરદેશીરજી.

|

* કાઉસજી.

|

* વીરજી *

|

* માણેકજી.

|

* કાવસજી.

|

* રૂસ્તમજી.

|

* ખુરશેદજી—(ભા. રતનબાઇ.) * નસરવાનજી. * જેહાંગીરજી * અરદેસર.

*પેસ્તનજી. (ભા. *રતનબાઇ તથા ભા. હીરાબાઇજી.) ફરામજી (ભા. પીરોજબાઇ) કાવસજી. (ભા. ગુલબાનુ) નવરોજજી (ભા. મહેરબાઇ) માણેકજી (ભા. ધનબાય.)

રૂસ્તમજી (ભા. તેહમીના.) *હીરજી (પુ) *ખોરશેદબાનુ. *ધનજીશાહ. બરજોર. તેહમતન. (પુ. જરબાનુ.)

(પુ. નરગેસ) જમશેદ. (પુ. પીરાજા)

(પુ. નરગેસ.) *જેહાંગીર * સોહરાબ (* પુ. માણેકબાઇ) (પુ. રતનબાય) ખુરશેદજી (પુ. મનીજેહ)

* ફ્રેની * નોશીરવાન અરદેશર. જાલ. (પુ. તેહમીના) (પુ. ફ્રેની) પીરોજશાહ.



ખા૦ બા૦ ખુરશેદજી રૂસતમજી થાણાવાલા,

સી૦ આઇ૦ ઇ૦

# દુઃખીને દિલાસો.

## ભાગ ૫૬ મો.

### દર્શન ૩૬ મું.—સુખની શોધમાં.

સલાબતખાંએ હવે પોતાની દુઃખની કાંનીઓ સમાપ્ત કરતાં અધુરી વાર્તા પૂરી કહેતાં પેલા સ્વપ્નાની વાત કહી.

સ્વપ્નામાં ઝેબુનનીસાને નજમોદ્દીન જોવા લાગ્યો, અને આમેનાને કુલસુમે પણ તેજ વખતે સ્વપ્નામાં દીઠી. એકકીજ વેળાએ બન્નેને આ સ્વપ્નું આવ્યું હતું, અને બન્નેને એકકીજ વેળાએ બેઉ પાકજાદ પીરજાદીઓ કહેવા લાગી:—"અમારી કબર લોહીથી ભિંજાયેલી અમારાથી દેખી શકાતી નથી. આ એકેકું ગુલાબનું ફુલ તમને આપ્યે છિયે. તમે બેઉ માટી બૈયર અકેકું ફુલ તમારી પાસે રાખજો. બહુજ સાચવીને રાખજો. પરદેશ જાવો ત્યાં પણ આ ફુલ ખૂબ સંભાળથી સાચવજો. બેમાંથી એકની બદ નજર થશે, બેમાંથી એક પોતાનું શીયળ તોડશે, તો તુર્ત બન્ને ફુલ કુમળાઈ જશે. જ્યાં સૂધી પતિવ્રત ને પતિનવ્રત સાચવશો ત્યાં સૂધી ગુલાબ તાજો ને તાજો રહેશે. પોતાના પતિનું મન પ્રસન્ન કેવી રીતે રહેશે એજ સ્ત્રી તો હમેશાં જૂએ છે.

ઘણીક વસ્તુઓ નાશ થનારી અને ઘણીક હમેશ રહેનારી છે. જે ચીજ નાશ થનારી છે તે માલ, હાલત, અને સામાન; તથા જે ચીજ હમેશ રહે-નારી છે તે બુધ્ધિ અને ડહાપણ છે. એમાંજ અમારૂં સત છે. પતિનું સર્વદા શુભ ઇચ્છનારી તથા તેના હિતમાં સદા તત્પર રહેનારી, ઉત્તમ આચરણ-વાળી અને ઇંદ્રિયજીત સ્ત્રી હોય તે આ જેહાનમાં કીર્તિ મેળવી પેલી દુનિયા-માં પણ અનુપમ સુખ મેળવે છે. બેઉમાંથી જે કોઇ ભ્રષ્ટ થશે તેના પાસેનું ગુલાબ કરમાઇ જશે." આટલું થતાંમાં બન્ને પ્યારાં ઉંઘમાંથી જાગૃત થયાં, અને એકેકના સામું જોઈ સ્વપ્નાના હર્ષમાં અજાયબીથી હસ્યાં. બેઉના સ્વપ્ના મળતા આવ્યાથી તુર્તજ કુલસુમે પોતાના પતિને પરદેશ જવાની રજા આપી. બીજેજ દહાડે નજમોદ્દીન સફરે નિકળ્યો. ત્રીજેજ દહાડેથી કુલસુમ પોતાની પાસેનો ગુલાબ વારંવાર જોવા લાગી. નજમોદ્દીને હાજરા શહેરમાં જઈ ત્યાં

સોદા કરવા માંડયા. તે જ્યાં જાય ત્યાં હાથમાં ગુલાબ તો સાથેનો સાથે. રખેને કોઈ બુલબુલ પોતાની કુલસુમને ચુંથે તની તેના મનમાં ધાસ્તી રહેવા લાગી. તેમજ કુલસુમને ફીકર રહેતી, કે પારકાં બુલબુલથી રખેને લોભાઈને નજમોદ્દીન પ્યારો કાંટાની ઝાડીમાં પડે.

"વચનામૃત રસપાન કરાવી, પિયુ મન રાખે પ્રસન્ન જોને;
એ રીતે જેણે પતિવ્રત પાળ્યું, તે પ્રમદાને ધન્ય જોને !"

હાજરામાં રહેતા મોટા સોદાગરોના ચાર સાહેબજાદાઓને બહુજ મિત્રતા હતી. તેઓ બધાં લક્ષણમાં પૂરા હતા. લફંગા પણ તેવાજ. દારૂડિયા પણ જોઈએ એવા. તેમણે સંકેટ કર્યો, કે નવો આવેલો સોદાગર હાથમાંથી ગુલાબ છોડતોજ નથી; એનો કાંઈ ભેદ હોવો જોઇએ. એ ભેદ જાણવા સારૂ એને નીશો કરાવવાની જરૂર છે. તાકડો ઘડીને તેમણે નજમોદ્દીનને જીઆફતે બોલાવ્યો. નજમોદ્દીને વિચાર્યું કે, રખેને ફુલ ખોવાઇ જાય, માટે ગુલાબને પેટીમાં મૂકી તાળું મારીને મેજબાની ઉડાવવા ગયો. પેલા લફંગાઓએ નજમુના હાથમાં ફુલ દેખ્યું નહીં, તોપણ નિરાશ ન થતાં ભરમ જાણી લેવા નીશા પાણી કરાવી ગુપ્ત વાત પૂછવા માંડતાં, દારૂની ઝુમમાં નજમોદીને પરાં પરાં બધી ખરી વાત કહી દીધી.

બીજે દહાડે ચારેવ છંદીઓએ વિચાર કરી નજમોદ્દીનની સ્ત્રીનું શીયળ તોડવા સારૂ તદબીર કરવા અર્થે તેઓ સુરૈયાબાદ ગયા. ત્યાં જઇ એક ડોકરીને ત્યાં ઉતારો લીધો. પોતાનો હેતુ પાર પાડી આપવા ડોસીને સાધી. ડોકરી કહે:– "પૈસો પૂરતો હોય તો ફરજ બજાવવી એ મ્હારૂં કામ. મ્હારો તો એ પેશોજ છે." પછી બધાએ મળી ડોકરીને ૫૦૦ રૂપૈયા આપ્યા, અને કુલસુમનું સત ભાંગવાની તદબીર કરવા તેણીને જણાવ્યું. ધન દેખીને ડોકરીનું મન સંતોષ પામ્યું. દુઝણી ગાયની તો પાટુ પણ સારીજ લાગે.

બીજે દહાડેથી ડોકરીએ સઈદાબેગમ ઉપર તરેહવાર ભેટ મોકલવા માંડી. પછી વળી સાસુ ઉપર જૂદી ભેટ ને વહુ ઉપર જૂદી સોગાદ મોકલતી ચાલી. વળી તેના ઘરનાં માણસોને પણ મિઠાઇ મેવા ચટાડી પોતાનાં કરી લીધાં. એમ કરતાં થોડે દહાડે "મળવા આવું છું" એવું કહેણ કહાવી ઘરમાં ઘુસવાનું કર્યું; પરંતુ ઘર આગળ બેઠેલી કુતરી ભોંસવા લાગી, એટલે કુલસુમે કુતરીને ભોંસતી વાળીને આદરભાવથી માણસ મોકલીને ડોકરીને ઘરમાં ઘાલી. માવજો આવજો થયા કેડે જણાયું કે, સઈદાબેગમ તો પોતાના ભાઈને ગામ તેજ સવારે મળવા માટે ગઈ હતી. આ લાગ ઠીક આવેલો જોઇને દદ્દા બોલી:—"બેટા ! મેં આજ તને ખ્વાબમાં દિલગીર ને ઉદાસ બેઠેલી દીઠી; જેથી વિચાર્યું કે, પતિ વિયોગનું દુઃખ હશે, માટે તને ભેટવાનો આજે

વિચાર કરીને તને માત્ર આસ્વાશન આપવા આવી છું. જરૂર પડે તો બન્દી હાજર છે, બોલાવજો !" આટલી વાત કરીને રંડા પોતાને ઘરે ગઈ, અને કૃતૈયાઓને ધીરજ પકડવા જણાવી પોતાનો ફંદો કરવાના વિચારમાં બેઠી.

પેલી તરફ કુલસુમને પણ મનમાં ને મનમાં ભય અને ચિંતાના વિચારો પર વિચારો આવવા લાગ્યા. તોપણ સાવધ રહીને મનમાં પોતાનેજ કહેવા લાગી;

" હે કુલસુમ !

આ દુન્યા કાચના આરસા જેવી છે. જો તું હસશે તો તે પણ હસશે. તું ડોળા ઘુરકશે તો તે પણ ડોળા ઘુરકશે. જો તું રાતા કે ગોલાબી રંગના કાચ વડે દુન્યાંને જોશે તો તે રાતી કે ગુલાબી નજરે આવશે. બ્લુરંગના કાચ પહેરી જોશે તો તને બ્લુ જણાશે. જો ખાકી રંગના કાચે જોઈશ તો તે ગમગીન ને કરૂપિ જણાશે. દુન્યામાં બધે પ્રકાશ છે, માટે તું પ્રકાશની નજરે દુન્યાંને દેખશે તો તે સફેદ સુખી જણાશે, ને અંધકારની નજરે જોશે તો દુન્યા કાળી દુઃખી જણાશે. આ અજાણી બાઈ મેકલ ચાકલ કરતાં કરતાં હવે મળવા ભેટવા આવે છે; અને વળી ઉઠતી વખતે કહી ગઈ છે કે; " જરૂર પડે તો બન્દી હાજર છે, બોલાવજો !" એના તળિયાંમાં કાંઈ ભેદ છે. ઠીક. મ્હારૂં વ્રત ભંગ કરવાની આ પેરવી લાગે છે. એને હું બરાબર સ્વાદ બતાવીશ. બારવણે પાછી તે રંડા મળવા ગઈ. સાથે વળી માંસના કવાબ બનાવી તેમાં પુષ્કળ મરચાં નાખી લેતી ગઈ. આંગણાંમાં આવતાંજ પેલી કુતરીને કવાબ નાંખ્યો. અસતનું માથું નીચું જૂએ, ને ડાંગનું માથું ઉંચું જૂએ, એ કહેવત ખોટી ના પડી. કુતરી તો સૂગી મૂગી પેલો કવાબ ખાવા લાગી; પરંતુ મરચાંની ભૂકીના ઝણઝણાટથી તેની આંખમાં તો પાણીનીજ ધારા વહેવા લાગી. પછી કુલસુમ આગળ જઈ વાતો કરતાં કરતાં આંખ પાણી ભરતી જાય ને સાડીની સોડેજ આંસુઓ લુંછતી જાય. કુલસુમે તેણીના રડવાનું કારણ પૂછતાંજ તે બોલી:—" બેટા ! મ્હારા કરતાં ત્હારી કૂતરી બહુ રડે છે તે જોને !" કુલસુમે બહાર ડોકાવી જોયું તો ખરેખર કૂતરીની આંખો આંસુથી ભરાઈ રહેલી, રોવા જેવું મ્હોં કરીને બેઠેલી દીઠી. પછી તે રંડા બોલી:—" એ કુત્રી અને હું બન્ને આ નગરીના જાણીતા ફીલકુશ સોદાગરની સ્ત્રીઓ હતી. અમારા ધણી ફીલકુશ લાંબો વખત વેર સફરે ગયા હતા તે તકનો લાભ લઈ મેં તો મ્હારી તૃપ્તિ-ધર્મ પાળ્યો, ને આ કુતરી જે તે વેળાએ ઘણી પાકદામન સ્ત્રી રહેતી હતી, તેણીએ ચોકખી રહીને તે જન્મમાં ઈંદ્રિયોને સુખ ન આપ્યું, તો પછી આ જન્મે સુખ ક્યાંથી મળે? જેથી આ જન્મે એ કુતરી જન્મી છે, ને હવે મને દેખીને

પસ્તાય છે કે; મેં પણ લ્હેર ઉડાવી હોત તો કેવું સારૂં!"

દુષ્ટ નાર, બેટા બદકાર, ઘરકા સાંપ, ફિતુરી યાર,
રહે ચારો હયે દુખ કે ઘટ, કહે શાસ્ત્રીજી ભુખન ભટ.

કુલસુમે પાકી રીતે આ ઠગણીને પિછાની લઇ તેનો ઘાટ ઘડવા સારૂ કહ્યું; "ડોસી મા! કોઇ મહેમાન આવ્યા હોય તો મળવા મોકલજો!" ડોકરી મગ્ન થઈ હરખાતી હરખાતી ઘરે ગઇ. પછી પોતાની એક વિશ્વાસુ સખીને બજારે મોકલીને કુલસુમે ધંતુરો નાખેલો દારૂ મંગાવ્યો, અને કુતરાના પગના પંજાના આકારનો એક લોખંડનો શીલ લુહારને ત્યાંથી કરાવી મંગાવી તૈયાર રાખ્યો.

વળી બીજે દહાડે સાંજે પેલા ચારમાંના એક લફંગાને લઇને પેલી ડોકરી કુમસુમ પાસે આવી, અને તે પુરુષને ત્યાં મૂકી ઘરે ચાલી ગઈ. કુમસુમે યોજેલી રચના મુજબ એક દાસીએ આવીને પ્રથમ મદિરાપાન કરાવતાંજ તે બેભાન જેવો થઇ ગયો, એટલે તમામ લુગડાં ઉતારી લઇ તપાવીને ગરમ કરેલો ધગધગતો કુતરાના પગવાળો ડામ કપાળે મારી માણસો પાસે ઉચકાવીને રાતોરાત ઉકરડા તરફ ફેંકી દેવડાવ્યો. આહ! જવાન પુરૂષોને વિષયો શું બિભિત્સ લાગતા નથી? લાગે છે. પરંતુ તેને માટે તેમને પ્રબળ ઇચ્છા થાય છે; દેહનો ક્ષય તેમને મરણ તરફ લઇ જાય છે, પરંતુ ગેહ ઉપર ઘાટો આગ્રહ બંધાયેલો છે; પાછળથી તેમના હૃદયમાં પ્રભુની ઉપાસના કરવાની સ્ફુરણા થયા કરે છે, પરંતુ તેમની માયાવી વાસના તે સ્ફુરણાને પાછીજ વાળે છે.

પ્રભાત થતાંમાંજ પેલાને શુદ્ધિ બુધ્ધિ આવી, એટલે નાક ચાંપીને તળાવે જઇ ન્હાયો, ને સવાર પડતાંજ પેલા તાપસીને ઘરે દાખલ થઇ, બીજાં લુગડાં પહેરી લઇ, માથે પાટો બાંધી ડોસીમાને કહેવા લાગ્યો :– "ડોસીમા! મોજ તો ઘણી પડી પણ ઘરે આવતાં ચોર લોક મળ્યા, તેમણે મ્હને નાગો કરી માથામાં ડાંગ મારી લૂટી લીધો!" પછી તેણે મનમાં વિચાર કર્યો કે, મ્હારી ફજેતી બીજા સોદાઓને કહેવા કરતાં તેમને પણ સ્વાદ તો ચખાડવો ખરો! એટલે તેણે જોડી કાઢીને મોજમઝાની વાતો કીધી. આવી આનંદની વાતો કીધાથી, બીજી સાંજે બીજાને, ત્રીજી સાંજે ત્રીજાને, ચોથી સાંજે ચોથાને, પેલી રંડા કુલસુમને ત્યાં લઇ ગઈ ખરી, પણ બધાએની દશા પહેલા લફંગા જેવીજ થઈ. બધાએ શોકના ચુડા સાથેજ ભાંગ્યા, ને એક બીજાને ફજેત થવા દીધા. તેરી બી ચુપ ને મેરી બી ચુપ કરીને ડોસીમાને ચારેવે કહ્યું:— "ડોસીમા! ડોસીમા! કુલસુમ બાઇ તો બહુ ભલી છે. આગતા સ્વાગતા પણ સારી પેઠેજ કરે છે. મહેમાનદારી અચ્છી કરી. તમને પણ આવતી કાલે ખાસ બોલાવ્યાં છે મા!" બીજે દહાડે ડોકરી તો ખુશ થતી થતી પોતે વળી

પોતાની પુત્રીને સાથે લઈને કુલસુમને ભેટવાને ગઈ. આગમચથી ઘડેલા ઘાટ મુજબ તેણીના હાલ તો વધારે ભુંડા કીધા. બેઉને ધંતુરાપાન કરાવી, કપાળે ડામ દઈ નાગી નાગી નસાડીઓ! ત્રીજે દહાડે સાસુજી આવી પહોંચ્યાં. તેમની આગળ બધી વાત વહુએ જાહેર કરીને કહ્યું:—"પેલી તાપસીને ત્યાં વાળા ચારેવ લફંગાઓએ મ્હારા ધણીને નીશાપાણી કરાવી ગુલાબના ફુલની વાત જાણી લઈ તેને અને મ્હને ફસાવવાનું આ કારસ્થાન કરેલું લાગે છે. તેઓ આજે હાજરા ઉપડી જનાર છે એમ ભાળ કાઢતાં જણાયું છે. તેઓ કીના ને વેરના માર્યા મ્હારા ધણીને ફસાવી પાડશે. માજી! તમે બેફીકર રહી રજા આપો તો હું મ્હારી વિશ્વાસુ દાસી સાથે પુરૂષના વેષમાં, દાઢી મૂછ બાંધીને, એ ચારેવની પૂંઠે આજજ હાજરા ઉપડી જાઉં!" સાસુજીએ રજા આપી, અને બન્ને જણીયો મર્દાને મર્દના પોશાકમાં હાજરા ઉપડી ગઇ. હાજરા પહોંચી નજમોદ્દીનનું મકાન શોધી કાઢયું. એક રાત મુસાફરખાનામાં રહ્યાં; પછી સાંજને વખતે નજમોદ્દીનના મકાન ઉપરજ જઈ પહોંચતાં, પેલા ચારેવ કપાળે પાટા બાંધેલા લફંગાની સાથે બેસીને નીશાપાણી કરવાની તૈયારીમાં પોતાના ખાવીંદને દીઠો. તે સાચો પતિ હોવાથી પ્રથમ પોતાનું ફુલ પેટીમાં મૂકી આવી તાળું વાસીને મહેફીલમાં આવ્યો. કુલસુમ અને દાસીને બેગાના મુસાફર માનીને બધાએ "આવોજી" કરી સાથે બેસાડયાં. બધો ચારો મારો તેમણે જોઈ લીધો; પછી પાછા મુસાફરખાને આવી તેઓ સુતાં.

હાજરાના નવાબનો એવો શીરસ્તો જણાયો, કે બપોરે મધ્યાનમાં તે નવાબવાડાની બહાર ખુરશી માંડીને બેસતો, ને કોઈપણ અરજદારની ફરીઆદ સાંભળતો. આ લાગ સારો આવેલો જોઇને પેલી બેઉ જણીઓ નવાબની દેવડી આગળ ગઇ અને "ફરિયાદ! ફરિયાદ!" એવી બૂમો પાડવા લાગીઓ. વખત થયો એટલે નવાબ સાહેબ બહાર આવી તેમને દાદ પૂછવા લાગ્યા. કુલસુમે હિમ્મતથી કહ્યું:—" હું સુરૈયાબાદનો સોદાગર છું. મ્હારા ચાર ગુલામો છેતરપિંડી કરીને ત્યાંથી આવીને તમારા રાજ્યમાં છુપાયા છે ને ભરાઈ બેઠા છે. માટે બધું મહાજન ભેગું કરશો તો હું તે ગુલામોને બતાવી આપીશ!" રાજાએ દાંડી પિટાવી આખાં નગરનું મહાજન ભેગું કર્યું, એટલે નગરશેઠ કહેઃ—" અમારામાં તો તમારો કોઇ પણ ગુલામ નથી; શોધી લ્યો! માત્ર એકજ પરદેશી છે." એમ કહી તેમણે નજમોદ્દીનને ખડો કર્યો. કુલસુમે કહ્યું:—" સાહેબ! પેલા કપાળે પાટા બાંધેલા ૪ શખ્સોજ મ્હારા તો ગુલામ છે, અને આ તો (નજમોદ્દીનને બતાવી) અમારો મુરબ્બી છે!" એટલે મહાજન સઘળું હસી પડી તેની મજાક ઉડાવવા લાગ્યું ને કહ્યું:—" આ ચારેવ તો મોટા ખાંદાંની નબીરાઓ છે. નગરના સર્વથી મોટા

**સોદાગરોના એ તો દીકરા છે, એઓ એના ગુલામ કે' દહાડે થયા એ એના? ગુલામ છે તેની ખાત્રી શી?**

ગરચે શાતેર બુઅદ ખરૂસ બ જંગ;
ચે ઝનદ પીશે બાઝે રૂઇન ચંગ?
ગુર્બે શીરસ્ત દર ગીરફ્તને મુશ;
લીક મુશસ્ત દર મસાફે પલંગ.

લડાઈ કરવામાં મરઘો જોકે ઘણોએ ચાલાક છે, તોપણ કાંસાંના જેવી ચાંચવાળાં બાઝ પક્ષી સામે તે શું લડવાનો હતો? બિલાડું ઉંદરને પકડવામાં તો વાઘની મીસાલનું છે, મગર વાઘની સાથની લડાઈમાં તેજ બિલાડું ઉંદર મીસાલનું છે. આ બાઇ ચલાક તો બહુ જણાય છે, પરંતુ સચ્ચાઈ આગળ ખોટાઈનું શું ચાલવાનું?" પેલા ચારેવ નફ્ફટો પણ ખૂબ હસવા લાગ્યા. ચોરી ઉપર સરજોરી કરતાં જોઈને, નવાબની રજા લઈ મૂછ દાઢી કાઢી નાખી, સ્ત્રીના વેષમાં બેઉ બાઈઓ પ્રગટ થઈ; એટલે પછી પેલા ચારેવ લફંગા ધ્રુજવા લાગ્યા. મનમાં પાપ હોવાથી ધ્રુજે કેમ નહીં? પ્રથમથી માંડીને બનેલી બધી વાત કુલસુમ કહેતી ગઈ; એટલે નજમોદ્દીન તો નીચું મ્હોં કરીને શરમીંદો થઈ ગુપચુપ ઠરીજ રહ્યો. છેવટે કુતરાના પંજાના ડામવાળી વાત આવતાંજ પેલા ચારેવે ધ્રુજવા માડયું. રોવા માડયું. થરથરવા માડયું. તેમના માથા ઉપરથી પાટા છોડાવતાંજ દીધેલા ડામ તાજા તાજા જોઇને સર્વ મહાજન લજવાઇ ગયું. ચારેવ લફંગાઓને નવાબે કેદમાં પૂર્યા. ટુંકમાં; કુલસુમે પતિવ્રત જાળવ્યું, શીયળ સાચવ્યું, અને પતિના ગુલાબને તાજો ને તાજો રહેલો જોઇ પતિની ચોકખાઈની ખાત્રી પતીજ કરી તેણી, દાસી, અને નજમોદ્દીન સુરૈયાબાદ આવ્યાં, અને ફરીથી પતિ વિના સફરે નજ જવાના સોગંદ લઈ નજમોદ્દીને વતનમાંજ વેપાર જમાવ્યો. આ વાત સાંભળતાં સઘળો વખત હું સલાબત તો મ્હારા દુઃખી સંસારની વાતો યાદ કરતોજ બળવા લાગ્યો. હું મનથી મ્હનેજ બોધ આપવા લાગ્યોઃ—

"હે જીવ! ત્હારા કાન ત્હારૂં બોલવું સાંભળીને તને આશિર્વાદ દે, ત્હારી આંખો તને દેખે ત્યારે ત્હારા તરફથી શાક્ષી પૂરે, એવી ત્હારી હીકમત એ રીતની રાખજે કે, ગરીબ, લાચાર, મા—બાપ વગરનાં માણસોને રડતાં સાંભળીને તું તેમને દુઃખમાંથી છોડવે. દુનિયામાં બીજું કાંઇ કામ આવવાનું નથી. મરવાને તૈયાર થયેલા માણસના તને આશિષ લાગે, વિલાપ કરતી વિધવા તને જોઇને હસતી ઉભી રહે, એવી રીતે તું આંધળાં માટે આંખની, લુલાં માટે પગની, ને નાવારેસ માટે મા બાપની ગરજ સારતાં શિખ સલાબત!"

વાર્તા પૂરી થતાંજ એક બુઢો મુસાફર કહે; "હું ક્યાંથી હવે મ્હારે

વતન લકનૌ જાઉં છું. લકનૌ હવે પાંચજ કોશ દૂર છે." એટલે મેં તુર્તજ તે ડોસાનો હાથ પકડી કહ્યું:—"મ્હને પણ લકનૌ આવવું છે, હું ચૌરંગી બજારને નાકે રહું છું; ત્યાં મ્હને લઈ જશો તો મહેરબાની!" "શું! ચૌરંગી બજારને નાકેના ઘરના માલિક તમે છો!" ડોસે પૂછયું. "હા ભાઇ હા, કેમ તેને શું છે?" "અરેરે! ત્યાંના ઘર ધણીની લફંગી દગાખોર સ્ત્રી તો ત્યાંજ રહેતા એક ચારની સોબતમાં સઘળું ઘર વાળી ઝાડી વિણી વિંટાળી દેશાંત્તરે નિસરી નાઠી, ને બે બાળાઓને બહુ માર મારી ઘાયલ કરીને તેમને ભોંયરાંમાં પૂરી બારણાં વાસી નિકળી ગઇ છે! તેજ ઘરના તમે માલિક તો નહીં? ભુંડી રાંડને ભાઇ ઘણા ભાઈ, ભાઇ ઘણા. સિપાઈઓએ આવી બારણાં ભાંજી બે બાળાઓને જીવથી બચાવી લીધી છે, ને ઠગારાં પુરૂષ સ્ત્રીની શોધ ચાલે છે. ગામમાં હો હા થઇ રહી છે. હું પાંચજ દહાડા થયાં કામને અર્થે આ ભૂમિ ઉપર આવ્યો છું, ને પાછો ત્યાંજ જઉં છું.

શમશીરે નીક અઝ આહાંને બદ ચું કુનદ કસી;
નાકસ બ તરબીઅત ન શવદ અએ હકીમ કસ.
બારાં કે દર લતાફ્તે તબેઅશ ખેલાફ નીસ્ત;
દર બાગ લાલે રૂઇયદો દર શોર બુમ ખસ.
જમીં શોરે સમ્બુલ બર નયારદ;
દરું તોખ્મે અમલ જાએ મગરદાન.
નીકુઇ બ બદાં કરદન ચેનાનસ્ત;
કે બદ કરદન બ જાએ નીક મરદાન.

નરસ લોખંડમાંથી કોઇ સરસ તલવાર તે શી રીતે બનાવી શકે? હે ડાહ્યા પુરૂષ! તું સમજ. નબળું નઠારૂં હિણું માણુસ ગમે એવી તરબ્યત કે તદબીર કીધાથી સુધરવાનું નહીંજ. વર્ષાદના પાણીની પ્રકૃતિ ઉલટ પુલટ થતીજ નથી, તોપણ બાગમાં તો તે પાણીથી ગુલલાલા ઉગશે ખરા, મગર ખારી ભોંયમાં સુમ્બુલ જેવાં સુગંધીદાર પુષ્પ કહિયે ઉગવાના નહીં; સબબ તે ખારી જમીનમાંથી ખુશબોદાર ફુલ ઉગશે એવી આશા પર તેનાં બીજ રોપીશ મા. નઠારાં માણુસ સાથે ભલાઈ કરવી તે તો સારાં માણુસ સાથે ભુંડાઇ કીધા બરાબર છે. દુષ્ટને મદદ કરવી તેનો અર્થ એટલોજ થાય, કે નેક માણુસને મારવો. જે કૃતઘ્નિ અપકારી મિત્ર હોય તે કરેલા ઉપકારોને વ્યર્થ માનીને ઉલટો આપણને અપકાર કરે છે. એ માટે પરોપકારી પુરૂષે જો કોઇ મિત્ર ઉપર ઉપ કાર કરવો હોય તો લાયક ને પાત્ર જોઇનેજ કરવો. દુષ્ટને ઉપકાર કર્યો હોય તો તે વ્યર્થજ જાય, અને આપણી હાનિ અને જગત્‌માં હાંસી માત્ર થાય.

દુરસ્ત મ શુમાર આં કે દર નેઆમત ઝનદ;
લાફે યારી ઓ બીરાદર ખાંન્દગી.

દુસ્ત આં બાશદ કે ગીરદ દસ્તે દુસ્ત;
દર પરીશાં હાલી ઓ દર માંન્દગી !

ત્હારી ટેબલ ઉપર ટુકડા રોટલી માટે બેસીને ત્હારી મોટાઈની મોટી મોટી વાતો કરે એવા ટુકડાખોરને ત્હારો મિત્ર નહીં સમજીશ. જે મિત્ર કે ત્હારાં દુઃખમાં, ત્હારી નાદારીની કંગાળ સ્થિતિમાં, ત્હારા પડતા વખતમાં જે ત્હારો હાથ પકડે, ને તને મદદનો હાથ આપી પડેલો ઉઠાડે, તેનેજ માત્ર એક મિત્ર તરીકે કહે !"

આ હકીકત સાંભળીને તો મ્હારાં સાથળ ઢીલાં ઢચ થઈ ગયાં; તોપણ જેમ એકાએક ચોંકેલા સૌ જણ મન મનાવે છે તેમ હું પણ મ્હને પોતાનેજ ભોળવીને ભુલવવા લાગ્યો કે; "તે લુટાયેલો શખ્સ હું નહીં હોઉં ! આ બેવફાઈ મ્હારા ઘરમાં થઇ ન હશે !" ભુંડી રાંડનાં લગન, ને સોલસેં વઘન જેવું રખેને થયું હોય તેના વિચારમાં જોકે વાત તો બંધ બેસ્તી આવવા છતાં, મ્હારા મનને જરા આશાનો કટરો રહ્યા, પણ સાફ મન તો કહે કે; એ આફત ત્હારાજ ઘરની છે ! પરંતુ મન મનાવવાનું ખોટું અંતઃકરણ તે વાત ના પાડીને ઘડી ભરની આશા ને સબ્યારો આપતું હતું. પાંચ કોશનો રસ્તો તો જાણે પાંચસો કોશ જેવડો લાંબો લાગવા લાગ્યો. એક કલાક તે જાણે એક મહિના જેવડો લાંબો લાગે. રસ્તો પણ નિઠતાં નિઠે નહીં.

અજબ ફેર કિસમતકા, હએ મેરે યારો !
જીસે યાર સમજા, સો અગીઆર નીકલા !

ઓ મ્હારા યારો ! આ નસીબનો એક અજાયબ જેવો ફેરફાર છે, કે હું જેમને મ્હારાં પોતાનાં અંગી અને મિત્ર સમજું છું, તેઓજ મ્હારાં ભુંડાંમાં હોઈ મ્હારી સાથે અદાવત ને દુશમની રાખનારાં નિવડે છે. બુધ્ધ, શંકરાચાર્ય, અને જીસસ ક્રાઇસ્ટ જેવાઓનો પણ તેમના મિત્રો અને અનુયાયીઓએ ત્યાગ ભલેને કર્યો હતો, પણ મેં તો મ્હારા મિત્ર માટે આમ સ્વપ્ને પણ ધાર્યું ન હતું. દુઃખો પણ પ્રભુ સામટાં ને સામટાં મ્હારે ત્યાંજ કાં ધકેલતો હશે !

સલાબ પગડે દૂર હય, બીચમેં ખડી હય રાત;
કયા જાણું કયા હોયગી, રવી ઉગંતે પ્રભાત !

એમ કરતાં ઉડી ગએલાં લોહી અને સોસારા ભરેલા મૂખે લખનૌમાં પેસતાંજ, લોકો વાતો કરે કે; "કમબખતો હજી પકડાતાં નથી. હજી બાળકીઓના બાપનો પણ પત્તો નથી!" આ સાંભળીને મ્હારા તો હાંજાજ ગગડી ગયા. ચૌરંગીમાં પેસતાંજ મોહોલ્લામાં પોલીસ સિપાઈઓની દોડધામ મ્હારા ઘર આગળજ જણાઈ. જેવો મ્હને બેટીઓએ દીઠો, કે તુર્તજ દોડી આવી રડમસ ને નહીં ઓળખાય એવે ચહેરે મ્હારે ટોટે બાઝી પડીઓ.

ગીરફ્તંદ મર યક દીગરરા કેનાર ;
પૂર અઝ દર્દે ભીઝગાં ચુ અબ્રે બહાર.

અમ બાપ બેટીઓએ એક બીજાંને બગલગીરી કરી દીધી, જે વેળાએ દુઃખોથી તેમની આંખો બહારની મોસમનાં વાદળાં માફક આંસુથી તર થઈ ગએલી હતી. હું હવે આખી વાત સમજીજ ગયો. માવત મિત્ર દગો કરી મ્હારી નવી ઓરતને ફોસલાવી દ્રીપાંત્તર નિકળી ગયો તો ગયો, પણ ઘરમાં પેલા સાધુડાના બાલનો પોટલોજ માત્ર રહેવા દઈ ગયો; તે સિવાય સર્વ કાંઈ લૂટી લઈ ગયો. પડી ગરજ કુછ ઔર હય, સરી ગરજ કુછ ઔર. અંડે સેવે કોઈ, ઔર બચ્ચે લેવે કોઈ, તેવું થયું તો ખરૂં. ઈંગ્લંડના ૧ લા એડવર્ડ રાજાને પેલેસ્ટાઇનમાં કોઇએ ઝેર પાયેલો તીર માર્યો હતો. તે તુર્ત પોતની પ્રિય વફાદાર ઓરત પાસે દોડી ગયાથી તેણીએ તે ઝેર ચુશી લઈ પતિનો પ્રાણ ઉગાર્યો હતો. જેથી ખુદાએ પણ ખુશી થઈ તેની બાયડીના જાનને પણ બચાવી લીધો હતો. એથી ઉલટું, મ્હારા જેવી નિમકહરામ ઓરત જેમને મળી હોય તેણી તો ઝેર ચુશી લેવાને બદલે વધારે ઝેરના ફાકા મરાવનારા શત્રુની ગરજ સારે છે. ભાઇઓ! સ્ત્રીના હાથના પાશની આ કેવી વિપરીત કરણી છે! જ્યારે તે ગળાંમાં પડે છે ત્યારે પુરૂષને જીવ આવે છે, અને જ્યારે તે ગળાંમાંથી નિકળી જાય છે ત્યાર મરણ આવે છે.

"ગરજ કે વાસ્તે હરદમ નઈ સરત બનાતા હએ ;
બદલ કર રંગ ગીર ગટકી તરેહ અમને દીખાતા હએ.
નહી ઇનસાનીયત જરરાબી ઇસ મીટ્ટી કે પુતલેમે;
એહ હયે મતલબકા, તંબુરા જીસે શયતાં બજાતા હએ!"

પછી હાય અફસોસ કરી હું મ્હારી બેટીઓ સાથે ઘરમાં ગયો. બધી વાત માંડીને બેટીઓએ કહી જાર જાર રડી દીધુ. કેટલાક નીચ એવા હોય છે, કે તેમને સહાય થવામાં બે જાતના દોષ લાગે છે એક તો જેને સહાય થવું યોગ્ય નહીં તેને આપણે મદદ કર્યે છિયે; અને બીજું તો તેવા નીચની સંગતથી કરીને આપણને સંકટ નડે છે. કેમકે સારૂં કરનારનુંજ નરતું કરવુ, એ દુષ્ટોનો કુદરતી સ્વભાવજ છે. એવાના હાથથી આપણું ભલું થવાનું તો કોરે રહ્યું. પણ એવાના હાથે છુટયા એજ ગનીમત, ને એજ ઘણું મેળવ્યું એમ સમજી રહેવું. જે સીઝરે બ્રુટસને ફાર્સેલિયાની લડાઇમાં જીવ જતાં બચાવી લીધો; એટલુંજ નહીં, પણ તેને ફ્રાન્સનો હાકેમ બનાવ્યો હતો, તે જીવજાન મિત્રેજ નિમકહરામ થઈ સીઝરનો ઘાત કરાવ્યો હતો; અને ઉપકારનો બદલો અપકારમાં વાળનારા એવા ખોટા મિત્રને છેવટે તો આપઘાતજ કરવો પડયો હતો. માટે તું પીર પર સલાબત! નિમકહરામ માવતના પણ ચાલતે દહાડે તે બાઈ ખુનજ હાલ કરશે

મિત્ર અઇસો કીજીયે, જઇસો ટંકણ ખાર;
આપ જલે પર રીઝવે, ભાંગ્યાં સાંધે હાડ.
મિત્ર ઐસો કીજીયે, જઇસો તનકો બાલ;
કટે કટાવે અરૂ બધે, તોય ન છાંડે ખાલ.
મિત્ર મિત્રાઇ કઠીન હે, જ્યું મજીઠકા રંગ,
ધોએસેં છૂટે નહિ, જાય જીવકે સંગ.

અદીન સાન રવદ આખતાબે સેપ્હેર; બ યક દસ્ત શમશીરો યક દસ્ત મ્હેર.
ન બખશાયશ આરદ બ હિંગામે કૃશ્મ; ન ખેશ્મ આયદશ રૂઝે બખશેશ બ ચશ્મ.

આકાશની રાણી જે સૂર્યનારાયણ છે, તે આ જગતની ઉપર એવી રીતે ચક્ર ફેરવે છે, કે જાણે એક હાથે ભયાનક તલવાર ફેરવે છે, અને બીજા હાથથી દયાનો ઝરો વ્હેવરાવે છે. તે એવી છે, કે તેના કોપના પ્રસંગે જેમ તે કૃપાની બક્ષીશો ઉતારતી નથી, તેમ જ્યારે મહેરબાની કરવા માંડે છે ત્યારે તેની ચશ્મ ફરી જતી નથી; પણ તે ન્યામતોજ વરસાવે છે. ખેર. આવાં આવાં તે કેટલાંક દુઃખો સહન કરૂં! તો પણ ખમ્યું એટલું ઓછુંજ થયું. પરન્તુ પાછો વળી સરકારની હેવડીએ દર રોજ ધકકા ખાતો થયો તે તો જૂદો!

હવે જ્યારે નહીંજ ખમાયું ત્યારે હેવડી ઉપર જઈ મ્હારાથી રડીજ દેવાયું. હું રડતો જ્યારે થોભ્યોજ નહીં ત્યારે જમાદાર કોઈ ભલું આદમી હતો તે બોલ્યો:—"બસ અય મિંયાં! મીજગાંસે પોંછ આંસુવોંકુ; તું કબ તક એ મોતી પોરાતા રહેગા? બસ કરો મિયાંજી! તમે તમારી આંખોમાં જે આંસુઓ ભરાઈ રહ્યાં છે તેને લુંછી નાંખો એ પ્રમાણે તમે કયાં સુધી મોતીઓ ખેરવ્યા કરશો? કયાં સુધી રડયા કરશો? જૂઓ મીયાં, આપણામાં ગમખ્વારીભરી પેવસ થતી ચિંતાઓ, આપણામાં શાંત રીતે ઉછરીને ઉધરતી ચિંતાઓ, અને સઘળી જાતના ભયોનું સેવન કરનારી ચિંતાઓ ઘણી ઘણી એવી પડેલી છે, કે તેને જો ઉડી જવા માટે પાંખો આપવાની આપણી ઇચ્છા થાય છે તો બારવણે ને બારવણેજ તે સઘળી આપોઆપ ઉડી જાય છે. આપણાં મોઢાં ઉપરની માખીને ઉડાવવા જેવુંજ ભયને દિલમાંથી ઉડાવી નાંખવાનું સહેલું કામ છે. ફરી ફરીને માખી આવીને મોંપર બેસે છે, તે આપણે જેમ પાછા ને પાછા તેને ઉડાવ્યા કરીએ છીએ, તેમજ આપણા જીગર ઉપર અવાર નવાર ભમતી ભય રૂપી માખીઓને વારંવાર ઉડાવ્યા કરીએ ત્યારેજ તે આપણો પિછો છોડશે. હવે ભયથી તમે જરાએ ડરો ના. ઉપર ઉપરથી જોતાં એ ભય તમારા જેવા બળવાનને ભયંકર લાગશે, પરંતુ અંદરથી તો ભય પોતે હીચકારો છે. તમે જરા કરડી આંખ કરશો કે તુર્ત નાહીંમત થઈ તે નાસીજ જશે.

હસવાનું મન થાય તો હસો; બસ સહવારે હસો, બપોરે હસો, સાંજે ને રાતે હસો. વળી રડવાનું મન થાય તો બસ રડી દો; કાંઈ ચિંતા નહીં; એક વડું રડી લો. વગર શરમાયે ધસાંધસ રડી લ્યો; જીવ તમારો ખુલ્લો પડશે. સ્ત્રીઓની ખરી ખુબસુરતી પણ રડતી વેળાએજ જણાય છે. સ્ત્રીની સુંદરતા રડતી વખતે વધે છે, ને મરદનું દિલ પણ જ્યારે સ્ત્રી આંસુ પાડીને રડતી હોય ત્યારેજ બહુજ આકર્ષાય છે."

હેવડી ઉપર દર રોજ જઈ હકીકત લખાવતાં પણ થાકયો; એટલે પછી કંટાળીને થોડાજ દહાડામાં પેલા સાધુડાના બાળની તળાઈ વિંટાળી, બન્ને બેટીઓને લઈને હું લોકનોથી ભાગ્યો, અને છેવટે સુરત શેહેરમાં આવી વાસો કર્યો. ત્યાં ગાંજા ચીલમની દુકાન માંડી તો તે નહીં ચાલી. પછી મકતબશાળા ખોલી તો થોડાજ મહિનામાં તે બંધ કરવી પડી; કેમકે શાળાનું ટટ્ટુ પણ કાંઇ ચાલ્યું નહીં. સુખનો દહાડો જોવાની ઉમ્મેદમાં સત્તરસો ધંધા કીધા પણ દુઃખ ને દુઃખજ આગળનું આગળ દેખાયા કીધું. નસીબમાં અડધી લખેલી તે આખી થાયજ નહીં. સુખની શોધમાં જેમ જેમ તળસ્યો તેમ તેમ હાડમાર જ થયા કીધો. છેવટે એક ભલી સ્ત્રી મળી જેને કપાળે ભોંરો ને બન્ને ગાલો ઉપર તલ જોઇ મ્હને પેલા સાધુની વાત યાદ આવી. તેણે મ્હારી ઓરત થવા ના પાડી દાસી થઈને રહેવા જણાવ્યું. મેં તેના સાથે નેકા કરવા ચાહ્યું ત્યારે તેણી રડી પડી ને બોલી:-

> બાદલ પાની કે બદલ સર મેરે, અગન કો બરસાય હય;
> તારે પથ્થર બન પરે ચાંદની, જલન નીત નિત લાય હય.
> ફૂલોં પર જો પગ ધરૂં તો, વહીં વહ કાંટા હો જાય હય;
> જલમેં રહકે જલ મરૂં પર, મુઝે અજલ મેરી નહિં આય હય !

હે ભાઈ! " હું તો પહેલાં વાણિયા શ્રીમંત ધણીને પરણી હતી, જે સિચ્ચાનંદ સ્વામીનું નામ ધારણ કરી મ્હારી શોધમાં ફરે છે. પછી હું બીહારીલાલ નગરશેઠને ત્યાં શેઠાણી થઇ હતી, પરંતુ કોઇ ઠગારે આવી શેઠને સમજાવી મ્હારી શોકયોના ભમાવ્યાથી મ્હારા લાડકવાયા પુત્રનું કાટલું કાઢયું; ત્યારથી હું ગામે ગામ રવડતી ફરૂં છું, અને મ્હારા પ્રથમના વફાદાર ધણીને તજીને, તેને દગો દઈને હું બીજવર કરવાથી ખતા ખાઇ મ્હારા તે પ્રથમના ધણીની શોધમાં ફરૂં છું. હમણા ભાળ લાગી છે, કે મ્હારાં દુઃખથી દુઃખી થએલો તે ધણી જે જવાન છતાં મ્હારે દુઃખે સવાસો વર્ષનો ડોસો જેવો જણાય છે, તે સુરત શહેરમાંજ આવેલો છે. તેની ભાળ લાગતાં સુધી હું તમારે ત્યાં વૈત્રું કરીને પેટ ભરીશ, ને સાંજે મ્હારાથી દગો પામેલા તે

નાથની શોધ કરીશ !" આ હગારો ધુતારો તે હુંજ છું એ વાત તેનાથી છુપાવી મેં મ્હારાં કુડાં કપટનો આ બીજો નતીજો પ્રત્યક્ષ અનુભવ્યો. જેવું કર્યું તેવુંજ હું પામ્યો.

ખુલીંગે કહેવાં કે જબ વો દફતર, ઇધર હમારે, ઉધર તુમારે;
તો ક્યા ક્યા ગુજરેગી આહ દેલપર, ઇધર હમારે, ઉધર તુમારે ?

ભાઈઓ અને બ્હેનો ! જ્યારે અહીંઆં અમારૂં અને પેલી દુનિયાંમાં તમારૂં ફરિયાદનું દફતર ખુલ્લું થશે ત્યારે, અહીં અમારાં અને ત્યાં તમારાં દીલની ઉપર શું શું જફાકારી ગુજરશે વારૂં ?

આ શેઠાણીને પણ મેંજ રંજાડી હતી. જેથી પ્રાયશ્ચિત કરવા સારૂ મેં તેણીને ઘરમાં રાખી. મ્હારી બેટીઓ સથે તેણી પળોટાઇ ગઈ. દુઃખના વખત પર કોઇ નહીં ને કોઈ મળીજ આવે છે. ખુદા ભીડ ઘાલે પણ છે, ને ભીડ ભાંગે પણ છે. હજી તો જીવ ઠેરવવાનું કર્યું એટલે માત્ર અગિયાર મહિનામાંજ પાછું વાદળ ગગડવાનો અવાજ સંભળાયો. દાસી મલકાતી મલકાતી આવી કે; "આશ્રમમાં સિધ્ધાનંદ સ્વામી નામનો પતિ, સાધુ વેષે મ્હારો ધણી, મ્હારીજ ખાહેશ રાખતો પડેલો છે. તે એક શ્રીમંત વાણિયાનો દીકરો છતાં મ્હારીજ શોધમાં સાધુને વેષે ફરતો ફરતો સુરતમાં આવી પહોંચ્યો છે. મ્હને પણ તે સુરત આવી રહ્યાની જ્યારે ભળ લાગી ત્યારે તેને પણ હું સુરતમાં આવી રહી છું એવી બાતમી મળી છે: હવે હું તેની સેવા ચાકરી કરી તેની માફી માગી, તેની ગુલામડી થઈને રહીશ; જેથી પ્રભુ ખુશી થઈને મ્હારી તકસીર માફ કરશે !" આમ કહી જ્યારે તે મ્હારૂં ઘર છોડવા લાગી ત્યારે મ્હારી બેઉ બેટીઓ તેણીને વળગી પડી રોવા બેઠી: અને કહે કહે ને આમજ કહે કે; "અમે તો માસીજી જોડેજ માસાજીને ત્યાં જઈશું !" બહુએ સમજાવી જોયું, પણ બાપની ૧૧ વર્ષની માયા છોડી દઈને દાસીમાની માત્ર ૧૧ મહિનાની માયાને વશ થઇ તેઓએ ઘર છોડવાની જીદ્દ ને બજીદાઈ કરી. બંધુઓ ! જેવી માતા, તેવીજ બાળકીઓ પણ નિપજે છે. મેં વિચાર્યું, કે હવે મરતે દહાડે તે ગુદ્રેનશીન સાધુનાં હું પણ દર્શન લઉં. આમ વિચાર કરીને સુરતના અશ્વિનિકુમાર આગળના આશ્રમમાં અમે ચારેવ ગયાં. સિદ્ધાનંદ સ્વામી પોતાની [illegible]ને જોઈને હર્ષનાં આંસુથી ભિંજાયા. હાથ ધરીને તેણીને અને બન્ને પુત્રીઓને આશ્રમમાં લઇ ગયા. મેં રડી પડીને માંગી લીધું કે, હવે મ્હારૂં કોઇ રહ્યું નથી; મ્હને કાંઇ ગુપ્ત મંત્ર આપો જેથી મ્હારૂં કલ્યાણ થાય!

સાધુ કહે; "હવે અલ્લાતાલાની પાંચે વખત નિમાજ કરો, આત્મજ્ઞાન મેલવવા માંડો. આ દુન્યાંના પોકળ સુખની શોધમાં ભટકવાનું માંડી વાળો. બાકી સુખ કદી પણ તૃપ્તિ આપશે નહીં. તમારાં ઉદર પોષણને માટે તો મેં અગાઉથીજ તમને

**મોટી દોલત આપી છે !** કેટલાક મનુષ્યો નિર્ધન થવાથી આપઘાત કરે છે, કેટલાએક લોકો નિર્ધન થવાથી સ્વદેશ છોડીને પરદેશ નાસી જાય છે, કેટલાએક પર્વત ઉપર જઇને વસે છે, અને કેટલાક આત્મહત્યા કરવા માટે ઘરમાંથી નાસી જાય છે, તોપણ સુખની શોધ પૂરી કરતા નથી." હું અચરતીથી પૂછવા લાગ્યો:—" મહારાજ ! તમારાં સોનાનાં નખોની દોલતે તો હું લાખો રૂપૈયાનો ધણી થયેલો, પણ સૌ ફના ફાટિયો થઇ ગયું !" ત્યારે તે હસીને બોલ્યા:—" બેટા ! યાદ છે તને ? જે સ્ત્રીને બન્ને ગાલોએ વચ્ચમાં બે કાળા તલ હોવા જોઈએ, અને તેણીના કપાળ ઉપર ભોંરો હોવો જોઇએ, એવી યુવાન સ્ત્રીને સાથે લઇને ગુફામાં આવવાના તેં અખાડા કર્યા, એટલી શોધ કરવાની તકલીફ તેં નહીં ઉઠાવી, તેના પરિણામમાંજ તેં આટલાં આટલાં દુઃખો વેઠયાં ! જા ! હવે તે સ્ત્રી, જે આ મ્હારી એકવારની ઓરત હતી, જેને મીનાકેશો થવાથી મેં તજી દીધી હતી, તેને અનાયાસે આપોઆપ ત્હારાથીજ ભગવાને મને આણી આપી છે, તો હવે પેલા સાચવી રાખેલા મ્હારાં શરીરના બાલોનું પોટલુંજ તું વધુ સાચવજે ! સર્વદા ઇશ્વર ભકિતમાં બાકીની જીંદગી પૂરી કરીને આત્મજ્ઞાન મેળવજે !

જન્મ લિયો હરિ ભજનકો, દિયો બિષેમેં ખોય;
ગયો લૈન પાયો ન ગજ, આયો પંગુલ હોય.

દર રોજ રાતે બિછાને સુતી વેળાએ પેલાં પોટલામાંનો અકેકો બાલ ત્હારા તકિયા નીચે મૂકજે. સવારમાં તે બાલને ઠેકાણે એક સોના મોહોર થઇ રહેશે, તેમાંથી અરધી ખરચીને ખુદાના નામ ઉપર ખેરાત કરજે. બાકીની અરધી ખરચીમાંથી તું સાધુ સંતને જમાડી ત્હારૂં ઉદર પોષણ કરજે ! એક ઘર બાંધી તેમાં રહેજે. પણ યાદ રાખજે કે, ત્હારે હવે દ્રઢ બ્રહ્મચર્ય વ્રત લેવું જોઈશે ; અને કદિયે કોઈ પણ સ્ત્રીનો સંગ કરીશ મા ! આ મ્હારી સિદ્ધિનો પ્રતાપ છે. આ બાળાઓ ખરી રીતે તો મ્હારીજ બેટીઓ છે. આ ત્હારી દાસી કહેવાતી મ્હારી સ્ત્રીને પેટેજ એણીઓ જોડ જન્મેલી હતી. એને ગર્ભ રહ્યા કેડેજ મ્હારાથી એ છુટી પડી હતી. પરંતુ ત્હારી સ્ત્રીએ ઢોંગ કરીને પોતાની આ એકવારની માળણ પડોશણની સાથે સાજેશ કરીને આ પુત્રીઓને પોતાને પેટની હોવાનાં ફેલ કર્યાં હતાં; કેમકે મ્હારી સ્ત્રીને વગર ધણીએ છોકરાં અવતરે તો લોકલાજથી મરવું પડે, તેની બીકથી મા'વાળીએ પણ ઠગવિદ્યા ચલાવી હતી, તે ઠગાઇના ભોગ ભોગવતી ત્હારી તે સ્ત્રી તો હવે ઉકરડે સબડે છે ! કરમને શરમ નહીં; જેવું કીધું તેવું તે પામી."

આટલું કહી તે ચારેવે સુરત શેહેર છોડયું, અને પોતાના દેશ તરફ ચાલુ મૂકયું. સાધુએ ઘર બાંધવા કહયું હતું, પણ થોડી જીંદગીને સારૂ આ માથાકૂટ કરવાનું માંડીજ વાળીને ખુદાને બાર ઘર બાંધવા સારૂ નિમાજનેજ

મેં તો ખ્વારી કીધી. કલબનો એક મેમ્બર **દીનશાજી બોલી ઉઠયો**:—"તમે તો પેલા કહે તેમ, અલ્લાને બારજ ઘર બાંધવા માડયું. વાત કહું. તમારીજ પેઠે ઇન્ડીઝના રાજા ગોન્ડોફેરસે પવિત્ર સાધુ સેન્ટ ટોમસને નાણાંની મોટી રકમ આપી કહ્યું હતું કે; "મ્હારે માટે એક સુંદર મહેલ બનાવજે!" પરંતુ ટોમસે તો બધું નાણું ગરીબોમાં ખેરાત કરી નાખ્યું હતું ને બોલ્યો હતો કે; **"મેં તો ઇશ્વરની દરઘામાં મ્હારે માટે મોટો મહેલ બનાવ્યો છે!"** એક વાર મુંબઇના શેઠ બહમનજી લવજી વહાડીઆ નવસારીમાં દસ્તુરજી જમશેદજી જામાસજી જામાસ્પઆશાને ભેટવા આવ્યા હતા, ત્યારે આવા પહરેઝગાર અને કાબેલ દસ્તુરજીને ઝુંપડાં જેવાં મકાનમાં રહેતા જોઇને પાછાં ફરતી વખતે નાણાંની મોટી રકમ, સારૂં ઘર બાંધવા સારૂ, આપી ગયા હતા. દસ્તુરજીએ તો ખુદાની બંદગી કરી ભણી ગણી, ખાઇ પી ખેરાત કરીને, બધાં નાણાં ખરચી ખાધાં હતાં. લાંબી મુદતે એજ શેઠિયા પાછા એ દસ્તુરજીને જ્યારે મળવાને નવસારી આવ્યા, ત્યારે પાછા તેવણને ઝુંપડાં જેવાં ઘરમાં રહેતા જોઇ પૂછયું:—"દશતુર સાહેબ! તમે નવું ઘર કીયે ઠેકાણે કરાવ્યું?" દશતુરજીએ જવાબ દીધો હતોઃ "**મહેરબાને મન! આ જેહાનમાં તો બાંધ્યું નથી, મગર ઉંચે મીનોઇ જેહાનમાં તમારા નામથી એક આલીશાન હવેલી હું બંધાવી ચુકયો છું સાહેબ!**" અર્થાત; ખાઇ પી ખેરાત કરી, પરવરદેગારની બંદગી કરીને આ દુન્યાનું તકલીદી ઘર બાંધવા કરતાં, ખુદાઇ દરઘામાં કાયમનું ઘર દશતુરજીએ બાંધ્યું હતું.

> છાનતા હય ખાક કયું તું ઘર બનાયેકે લીયે?
> ફીક્ર રહેનેકી ન કર, આયા હય જાનેકે લીયે.
> ઉરકી બસ્તી આખીરશ, ઝીરે જમીં હો જાયગી;
> આયા હય દુનિયાકી બસ્તી, જો બસાનેકે લીયે!

શું મૃત્યુ પણ હવે મરી ગયું? શું જમડો પણ હવે જીર્ણ થઇ ગયો! શું વિપત્તિઓ પણ હવે વિદાય થઇ ગઇ! વ્યાધિઓ શું હવે થતાજ નથી? ને થાય છે તો શું લાંબો વખત રહેતાજ નથી! ને રહે છે તો શું કંઇજ ફલ આપતા નથી? હે ગભરાયેલા જેવા બંધુ સલાબત! આમ્ર વૃક્ષ ઉપર ચિરકાલ સુધી સુખે વિહર્યા પછી તેને તજીને કેરડામાં રખડતાં શું હવે કોકિલની પેઠે તને લાજ આવીજ નહીં?

સાંભળો, બાનુઓ ને ગ્રહસ્થો! **શ્રીધર** સ્વામી નામે ભગવાનના એક પરમ ભકત હતા. ઇશ્વર ઉપરની તેમની શ્રધ્ધા અચળ હતી. હમેશાં ગીતાજીનો પાઠ કરતાં ગીતાનું તેમણે એકજ વાકય પૂર્ણ યકીનથી ગોખ્યું હતું કે; "**હે મનુષ્ય! તું મ્હારા ઉપર વિશ્વાસ રાખ, અને કાંઇએ ફીકર ચિંતા નહીં રાખ; મ્હારા ભકતની ફીકર ને કાળજીઓ મ્હારેજ શીર છે!**"

આ પ્રમાણે શ્રી કૃષ્ણ ભગવાને આપેલાં વચનને શ્રીધર સ્વામીએ પોતાનો મુદ્રાલેખ બનાવ્યો હતો. એક પ્રસંગે તેમની પાસે એક પાઇ પણ નો'તી, અને ઘરનાં છોકરાં ભૂખે મરવા લાગ્યાં: એક દિવસ તો અપવાસ પાળ્યો, પણ બીજે દિવસે તેમનાં પત્નિ કહેવા લાગ્યાં; "બચ્ચાં ભૂખે મરે છે, અને તમે કહો છો કે; "ફીકર રાખવાની જરૂર નથી, આપણી કાળજી ભગવાનનેજ છે, પણ ભગવાન તો કાંઇ ઘરબેઠે આપતા નથી, માટે તમે ગીતાજીનો પાઠ કરવાનું છોડી દઇને ગામમાં ભિક્ષા માગવા જાવ!" શ્રીધર સ્વામી કહે; "શું ત્યારે ગીતાજીનું વાકય ખોટું ઠરે? ધીરજ ધરો, પરમાત્માને આપણી ફીકર છે." આમ કરતાં બે દહાડા લાંઘણુ થઇ. ત્રીજે દિવસે પણ બાઇ આવી કહેવા લાગ્યાં; "ઇશ્વરનેજ જો પોતાના ભકતની ફીકર હોત તો પોતાના લાડલાને આમ ભૂખો સુવાડે કે?" સ્વામી કહે; "હજી એક દહાડો વાટ જૂઓ. તે માલિકનેજ પોતાના ભકતની ચિંતા છે, ગીતાજીનું વાકય વ્યર્થ નહીં જાય!" આમ કરતાં જ્યારે ૪ દહાડા સૂધી અન્ન નહીંજ મળ્યું, ત્યારે ફફડતી બડબડતી પોતાની સ્ત્રી આવીને કહેવા લાગી કે; "હવે તો જીવ જાય છે, બચ્ચાં મરવા પડયાં છે, તમે ભિક્ષા લાવો!" શ્રીધર સ્વામી થોડો વાર વિચારમાં પડયા, અને નિરાશ થઇ નાઉમેદ બન્યા. પ્રથમ ઉંચે આકાશ ભણી જોયું; પછી ગીતાજીને હાથમાં ધર્યું, અને હરતાલ તથા ભિલામું ભેળી ગીતાજીના આ વાકય ઉપર કાળું કર્યું કે; "મ્હારા ભક્તની ફીકર મ્હારેજ શીર છે." આ રીતે ગીતાજીનાં વાકય ઉપર ભિલામાનો છેકો માર્યો, અને પછી ગામમાં ભિક્ષા માગવા ગયા. મોહોલ્લે મોહોલ્લે ભિખ માંગતા ફર્યા.

દરમ્યાનમાં કોઇ એક પુરૂષ એક થાળ લઇને તેમને ઘરે આવ્યો, તેના ઉપર લુગડું ઢાકયું હતું. તે થાળ લાવીને સ્વામીની પત્નિને પૂછયું; "સ્વામી કયાં છે?" પત્નિએ પરશાળમાંથીજ જવાબ દીધો કે; "સ્વામીજી તો ગામમાં ભિક્ષા લેવા ગયા છે." પેલા પુરૂષે ઓટલી ઉપરજ થાળ મૂકીને જણાવ્યું:— "સ્વામીજી પાછા આવે એટલે આ થાળ આપજો!" પત્નિ પૂછેઃ—"આપનું નામ કહો ને કાંઇ નિશાણી કહેતા જાવ!" ઉત્તર મળ્યો કે; "ભગવાન્યો આવી ગયો. વળી કહેજો કે; હવે કૃપા કરીને મ્હારૂં મોઢું કાળું કર્યું છે તે કાઢી નાખી જેવું હતું તેવુંજ કરજો; તે મોઢું તો સર્વદા ઉજ્જવળ ને સ્વચ્છ નિષ્કલંકજ રહેવું જોઇએ! એ નિશાણી આપજો!" આમ કહી ચાલી ગયો. થોડીક વારે સ્વામીજી ખાલી હાથે નિરાશ થઇને ઘરમાં આવ્યા; કેમકે આખા ગામમાંથી કોઇએ પણ તે દહાડે તેમને ભિક્ષા આલી ન હતી! જેવા ઘરમાં પેઠા તેવીજ તેમની દ્રષ્ટિએ લુગડું ઢાંકેલી એક થાળ પડી. પૂછવા લાગ્યા કે; "આ શું છે?" ત્યારે પત્નિએ

પરશાળમાંથી આવી કહ્યું; "કોઈ અજાણ્યો પુરૂષ આપને આપવાને સારૂ મૂકી ગયો છે, અને ઇંધાણી આપી ગયો છે કે; હવે કૃપા કરીને મ્હારૂં મોઢું કાળું કર્યું છે તે કાઢી નાખી જેવું હતું તેવુંજ કરજો; તે મોઢું તો સર્વદા ઉજ્જવળ ને સ્વચ્છ નિષ્કલંક રહેવું જોઇએ! નામ ભગવાનિયો." લુગડું ઉઘાડી જૂએ છે તો થાળ તો હજારો સોના મોહોરથી ભરેલી ભરપૂર હતી ! આ જોઈ સ્વામીજીએ મસ્તક ભોંયે અફાળી પોતાની અશ્રધ્ધા માટે પશ્ચાતાપ કરી કપાળ કૂટીને સ્ત્રીને કહ્યું; "હે અભાગણી ! તે પુરૂષનાં તેં દર્શન કેમ નહીં કરી લીધાં ?" પત્નિ કહેઃ—" પર પુરૂપનાં દર્શન પતિવૃતાથી ન થાય, માટે મેં તો વચલે ખંડથીજ તેને ઉત્તર કર્યો હતો ! " સ્વામીજી કહેઃ- "અભાગણી ! એ બીજું કોઈજ નહીં, પણ સાક્ષાત પ્રભુ ભગવાન હતા ! તેં ધીરજ ધરી નહીં, જેથી મ્હારી પણ શ્રદ્ધા ચળિત થઈ. અને ગીતાજીનાં ઉત્તમ મુખ વચન ઉપર કાળી સાહી ફેરવી મેં તે શ્રીમુખ વચનને કાળું કરવાનું મહા પાપ કીધું ! હવે હું એક દિવસ વધુ અપવાસ પાળી પશ્ચાતાપ કરીને આ કાળા ડાઘ ધોઈ કાઢીશ ત્યારેજ મ્હોં પર અન્ન મુકીશ ! " આમ કહી કરીને ભગવાન ઉપર પોતાની અચળ શ્રદ્ધા પાછી જમાવી. હવે મ્હારી વાર્તા પુરી થઈ સલાબત ભટજી ! હવે તમે તમારી વાર્તા પણ પહેલી આટોપી લો. "

સલાબતઃ—ભાઇઓ ને બ્હેનો ! હવે હું ખરો મહેનતુ ને પ્રમાણિક થયો છું; સાધુના કહ્યા મુજબ ખરચીને ખેરાત કરૂં છું; હું કોઇ મનુષ્યનો હવે ધિક્કાર કરતો નથી; બીજાં માણસને સુખી દેખી હું તેમનો દ્વેષ પણ કરતો નથી; દુઃખીઓને દિલાસો આપવામાં અને સૌનું કલ્યાણ થયેલું જોવામાં હું આનંદ માનું છું; હવે પરમાત્માએ જે આપ્યું છે તે ઉપર સંતોષ પકડી બેઠો છું, અને હવે મ્હારી નજરે દુનિયાં દુઃખી નહીં પણ સુખી સમજી દુઃખ્યારાંનાં દુઃખ ભાંજી તેમને દિલાસો દેવાનો ધંધો લઈ બેઠો છું, અને મ્હારી સુખની શોધ પણ અહિંજ પૂરી થઈ છે. या मतिः सा गतिः જેવી મતિ તેવી ગતિ.

હું કોણ છું ? હું શા માટે જન્મ્યો છું ? મરણ પછી હું ક્યાં જઈશ ? એ વિષે જેવો જે વિચાર કરે, ઈચ્છા કરે તેવો તે થાય. ભવિષ્યનું સ્વરૂપ કેવું સમજાય છે તેનો વિચાર કર્યા કરવો, અને અંતરમાંજ ઈશ્વરને શોધ્યા કરવો; ત્યારેજ દુઃખના દહાડા દેખાતા બંધ પડશે. તમારી શુદ્ધ ઈશ્વર પરાયણ ભાવના તમારાં હૃદયમાં થશે તો તમને પણ ઈશ્વરનાં દર્શન થશે અને તમારાં આશ્રિતોને પણ ઈશ્વરનો માર્ગ જડશે.

નિગેહ કર્દમ અંદર દિલે ખીશ્તન;
દરાન જા દીદમ દિગર જા ન દ.

"મેં મ્હારાં હૈયાંમાં જોયું તો ત્યાંજ મને પરમેશ્વર મળ્યા; બીજે કોઇ પણ ઠેકાણે તેમનો પત્તો મને લાગ્યો નહીં;- અને ત્યારેજ હું સુખી થયો.

મુરશીદો આલ કુ મૈં પીરતે ભી દેખતા હું;
ગે કીસકી આરજુમેં આજુરદે દર બદર હય ?

સૂર્ય અને ચંદ્રને હું હરદમ બારે માસ ફરતા ને બસ ફરતાજ જોઉં છું, પણ તેઓ કીયા માલિકને જોવાની ઉમેદમાં ને ઉમેદમાં એ પ્રમાણે દરવાજે દરવાજે આજુર્દા થઇને પૂર્વથી પશ્ચિમ ને પશ્ચિમથી પૂર્વ ફરતા ફરે છે ? ખુદાને મળવાની ઉમેદમાંજ.

[ સમાપ્ત. ]

# દિલાસા—પત્ર. (ઉદ્દપમો.)

God alone
Instructeth how to mourn. He doth not trust
This higher lesson to a voice or hand
Subordinate. Behold! he cometh forth!
O sweet disciple—bow thyself to learn
The alphabet of tears."

"હે દીકરા-મૂઈ માતા! હે રંડાપો ભોગવતી વિધવાઓ! સબર કરો. અહિઆં રડતાં બેઠેલાં બાપ વગરનાં બચ્ચાંઓ ધીરજ પકડો. વ્હાલા ભાઇ ગુમાવેલા દુ:ખી ભાઇઓ, અને મોં-લાગી પ્યારી બ્હેનોના મોત ઉપર વિલાપ કરતી બ્હેનો! છુટાં પડી ગયાંનું, જુદાઈનું, અને ઘર ખોળાઇ ગયાનું દુ:ખ હવે ઓછું રડો." ગુરૂજી બોલ્યા:—"હે મોત મોતે કાયર થએલાં પ્યારાંઓ! આ દાહેકાઓમાં મેં આઠસો જાતની મુશીબતો વેઠી છે છતાં હું આનંદી છું, અને હજી એક બે દાહેકા મ્હને જીવવા ગમે છે. કેમકે મેં સુખના વખતમાં પણ સૌ સાથે ભલાઈજ કીધી છે, આફતના પ્રસંગો ઉપર મેં બીજાં દુ:ખીઓનાં વિશેષ દુ:ખો જોઈ જીવ ઠેરવ્યો છે, અને જે કાંઇ વિપતા વિપતી ગુજરી હતી. તે ખુદાની મરજીથીજ નીપજી હતી એવું મ્હારૂં દ્રઢ યકીન હતું, અને સાંઈ મહારાજ જે કાંઈ ભુંડું કરે છે તે પણ સારાંનેજ માટે છે એવું મ્હારૂં મકકમ ઈમાન હતું, અને મોત એ કંઈજ નથી, પણ એક સ્થાનથી બીજે સ્થાને બદલી છે; એક મુસાફરખાનેથી બીજે મુસાફરખાને જવાનું છે, અને આ સંસાર કે આ જગત કાંઇ છેજ નહીં, માત્ર ખ્યાલ અને કલ્પનાજ છે, એવી મ્હારી દ્રઢ શ્રધ્ધા છે; સાચો તો પરમાત્મા છે.

મુશીબત એ તો ભલાં આદમીનો પ્રકાશિત દેખવ છે: જેમાં આબાદી પોતાનાં ચકચકિત કિરણો છુપાવે છે; અને જેમ અંધારી રાતે તારા વધારે તેજસ્વિ દેખાય છે, તેમ તે નેક આદમીના દુઃખોમાં પ્રકાશ વધારે માલુમ પડે છે. જેથી મૃત્યુ પણ મ્હને તો ધ્રુજાવતું નથી. જોબ જે વેળાએ હેલા વિપત્તિ ભોગવતો હતો ત્યારેજ દેવ દાનવો તેને માટે સ્તુતિના વાદવિવાદ ચલાવતા જણાવવામાં આવ્યા છે. જ્યારે દુઃખોની પરિક્ષા ચાલતી હતી ત્યારે સૃષ્ટિમાં શું બને છે તેની કનવાર ફિરસ્તાઓ ન હોતા રાખતા, પરંતુ જોબના ઉપર પડતી લીલી સૂકીજ તેઓ નિહાળ્યા કરતા. તેને પગલે જો બધાંજ ચાલે તો સર્વને તેમના મુકરર મવક્કલ ફિરસ્તાઓની અમી દૃષ્ટિની બહાર રહેવું નહીંજ પડે. હે દુઃખ્યાંઓ ! તમે સધ્યારો લઈ કાવ્યના પિતા હોમરની હાલત ઉપર વિચાર કરો. તેણે દુન્યાં સાથે ભલાઇ કરવામાં અને જગતને ઉમદા વારસો આપી જવામાં કશી ખામી રાખી ન હતી; તોપણ જીવતાં જીવત જ્યારે તે આંખે અપંગ કવિ ભિક્ષા માંગતો હતો ત્યારે કોઈએ તેની દરકાર વટીક કીધી હતી નહીં ! તેના ઉપર પૂછી પૂછીને દુઃખો પડયાં પ્રણ કોઇએ તેની જરાએ તમા રાખી નહીં. અને પાછળથી તેના મરણ બાદ જૂદાં જૂદાં ૭ શહેરો તેની જન્મભૂમિ ગણાવવાના આજે પણ દંભથી દાવો કરે છે! અરે મતલબી દુનિયાં ! પાછળા જમાનામાં તેને પુજનારાં કરોડો લોકો સર્વ દેશમાં મોટાઇ ન વડાઇ લેતાં ફર્યાં છે ! માટે હે દુઃખી લોકો ! જરૂર સમજી લેજો કે; તમારી ભલાઇ બીજી જીંદગીમાં પણ તમોને રાહત આપવાને ચૂકશે નહીં. ભલાઈથી વર્તવા છતાં જો આફતો આવી પડે તો હોમરનો દાખલો યાદ કરીને સબુરી પકડજો. કેમકે, પોતાની પાછળ કીર્તિ મૂકી જનારો કદિ મરવાનો નથી. તમારો દિકરો કદાપિ ન્હાની ઉમ્મરે મરણ પામ્યો છે તોપણ જો તે પોતાની કીર્તિવંત જીંદગી સારી રીતે પસાર કરી ગયો છે તો તે તમારા કરતાં ઘણુંજ જીવ્યો છે, એમ સમજીને સધિયારો લો. જીવતરમાં જેટલા વખતનો ગેર ઉપયોગ થાય તેટલાજ વખતને મોતનો વખત ગણી, તે વખતને તમે જીવ્યાની ગણત્રિમાં લેશોજ ના; તે વખત તો એળે ગુમાવેલો અને મૂએલા જેવોજ ગણી લેજો.

હાડ જલે જ્યું લાકરી, કેસ જલે જ્યું ઘાસ;
સબ જુગ જલતા દેખ કે, કબીર ભયા ઉદાસ.

જાણે લાકડાંના ભારા સળગતા ને બળતા હોય નહીં શું, તેમ માણસો તો રોજનાં ચેહ ઉપર સળગતાં જોવામાં આવે છે, અને નૌ જવાન સ્ત્રીઓના બાલોની સુંદર લટો તો જાણે ઘાસ સળગતું હોય નહીં શું, તેમ ચિતા ઉપર બળતી દેખાય છે; અને એજ પ્રમાણે આખી જગતમાં આગ લાગી રહેલી છે, તમારા ઉપરજ કાંઇ નવાઈનું વિત્યું નથી, તોપણ તમો જીવતાં રહેલાં માણસો તો જાણે મરવા

નાંજ ન હો તેમ છળ કપટમાં ફરતાં રહો છો, તે જોઈને ગુરૂજીને ઉદાસી લાગી છે, કે તમ લોક તો જીવતાં છતાં મૂઆ બરાબરજ છો.

શસ્ત્ર તથા અસ્ત્ર વિનાની શૂરવીરતા તો દુઃખજ આપે છે. સ્ત્રી વિનાનો ગ્રહસ્થાશ્રમ દુઃખજ આપે છે. લડનારાની એક સંમતિ વિનાનું યુદ્ધ દુઃખજ આપે છે. ગ્રાહક વિનાનું ડહાપણ દુઃખજ આપે છે. સારા સહાય વિના વિપત્તિ પણ નિત્ય દુઃખ આપેજ છે. આપત્તિમાં મિત્ર અને બંધુ સમાન બીજો ઉત્તમ સહાય નથી, અને મરતી વેળાએ વ્હાલાંઓના આશીર્વાદ લઈને મરવું, અથવા વ્હાલાંઓને આશિષો આપીને પ્રાણ મૂકવો, એના જેવું ઉત્તમ છેવટ બીજું કાંઈજ નથી. કુદ્રતી રીતે ડો૦ જોનશનથી મરતી ઘડીએ બોલાઇ ગયું હતું કે; "તમો બધાં મ્હારાં વ્હાલાંઓ ઉપર પરમેશ્વરના આશીર્વાદો ઉતરજો!" તેમ તમે પણ મરતી ઘડીએ તમારી પાછળ તમારાં વ્હાલાંઓ માટે તમારા આશિષો મૂકતાં જજો.

"તમાશા યે ક્યા દેખા યેહ, ઇશરત ગાહે આલમકા;
પીશા હર જરશ ચક્કામેં, જહાંકી સાગરે જમકા.
જો કુછ દેખા યહાં તો યેહ કે, સબ અંધે હયેં લાલચમેં;
સુના હય કુછ, તો યક શોરો ગુકા દઉલતકે માતમકા."

* * * *

મોતના ભયની સામે ને સામે તમોએ જોયાજ કીધાથી તે પોષાઈને પુષ્ટ થયો છે, હવે જરા કરડી નજરે તેની સામે જૂઓ, તે બરફની પુતળીની પેઠેમ પિગળીને જરૂરજ ઓગળી જશે. તમે મોતના ભયને ભુલશો, કે તે તમને તુર્તજ ભુલી જશે. મૃત્યુના ભયનું મોત નિપજાવવાનું જેમ તમારા હાથમાં છે, તેમ તેને જન્મ આપવાનું પણ તમારાજ હાથમાં છે. આત્મજ્ઞાન અને ઇશ્વરભકિત વડે વ્હાલાંના મૃત્યુના ભય તથા તમારાં પોતાનાં મોતની ચિંતા ઉપર તમે જય મેળવી નિર્ભય થાવ, નિર્ભય થાવ!

ઇસ્મેનો જે જોરાવર જાદુ ધરાવનારો ભૂત, પિશાચને પણ ચાહે ત્યારે બોલાવતો હતો, ને મોતને પણ તાબામાં રાખવાનો દાવો કરતો હતો, તે પ્રથમ ક્રિશ્ચીઅન હતો ને પાછળથી મુસલમાન થયો હતો; તેનું પણ જયારે મોત આવ્યું ત્યારે તેનાં જાદુ મંત્ર તો કોરે રહ્યાં, પણ માત્ર એક કાંકરો લાગ્યાથીજ તત્કાળ મરણું પામ્યો હતો!

એ તન કાચા કુંભ હે, લીયે ફીરત હય સાથ;
ઠબકા લાગા ફૂટ ગયા, કછુ ન આયા હાથ.

આ તમારૂં શરીર છે તે તો કાચી મટ્ટીનો બનેલો ઘડો છે, અને તમારો આત્માજ તેને પોતાની સાથે લઈને ફરહર તો કરે છે. પરન્તુ જરા જેટલો

જો એ કાચા ઘડાને ઠબકારે લાગ્યો તો તુર્તજ એ તો ભાંગી જવાનો, અને એનો સાથી આત્મા એકલો બીજી ગમ જ્યારે ચાલ્યો જશે, ત્યારે એ ફૂટેલા ઘડાનું તો કાંઈ પણ તમારા હાથમાં આવવાનું નથી.

આલોકના જીવે તો પરમાત્માથી ઉત્પન્ન થઈને પરમાત્મામાંજ સમાઈ જવાનું છે. મનુષ્ય દેહનું આ દુનિયામાં સાચું કર્તવ્ય તો એજ છે, તો પણ એ કાંઈ કુલ્લીમાંનો ગોળ ખાવા જેવું સહેલું ને સટ કામ નથી. જગત્નો જીવડો વાસનાનો, મોહનો, અહંતા મમતાનો, અને માયામાં દિલ લગાડી રહેલો કીડોજ બની રહે છે, તેથીજ પરમાત્માએ જુદી જુદી યોનિઓ ઉત્પન્ન કરી છે, તેમાંજ પોતપોતાનાં કર્મને અનુસરીને તેનું આવન જાવન થયાંજ કરે છે. એ બધી યોનિયોમાં મનુષ્ય દેહ મળવો એ ઘણો મોંઘો છે, અને તેમાં પણ વળી જ્ઞાન પ્રાપ્તિ થવી, એ તો અતિ કઠણજ છે. પરમાત્માની માયિક જાળની લીલાજ એવી અલૌકિક છે, કે જ્યાં સુધી આપણો જીવ શુદ્ધ સાત્વિક વૃત્તિને પ્રાપ્ત થતો નથી, ત્યાં સુધી આ જીવના સર્વે પ્રયત્નો માયામાં ને માયામાં વધારે ને વધારે લપટાતા રહે છે. અને તેથીજ મોતનું દર્દ તો જેમ જેમ વધારે દવા કીધી તેમ તેમ વધતુંજ ગયું, અને નહીં સાજું થાય એવું અસાધ્ય જણાયું.

મરીજે મોતકો રેહમત ખુદાકી ;
મરજ બઢતા ગયા જું જું દવા કી.

જે મહાન ઉપદેશકોએ જગતને સુંદર કથાઓ કહીને મોતનાં દુઃખમાં ધીરજ રાખવા જણાવેલી, સબુરી અને હિમ્મત રાખીને નેકી નીતિથી ચાલવાને જેમણે પ્રજાઓને બોધ આપનારી કથાઓ સમજાવેલી, તેઓજ જ્યારે પોતાની ઉપર આફતો આવી પડી ત્યારે નાચાર થઈ, પોતાના ઉપદેશો ઉપર બીજાઓએ જેટલો સરસ અમલ કીધો હતો, તેટલો પણ તે શિક્ષાગુરૂઓએ અને દિલાસા દેનારાઓએ, જ્યારે પોતાની ઉપરજ આવી પડયું ત્યારે કીધો નથી. હિંદુઓના દિલાસા દેનાર પીલો ઉપર જ્યારે મોતની આફતો આવી પડી ત્યારે તે ધ્રુજરો બન્યો હતો. હજારો રોગીને સાજા કરનારા આરબોના લુકમાન હકીમ જ્યારે દર્દથી પટકાઈ પડી મરવા પડયા ત્યારે નિરાશ થઈને ઓષડ ખાવાનીએ ના પાડી, અને એક પથ્થર પોતાની આગળ મૂકાવી તે ઉપર કાંઈ તેજાબની દવા મૂકતાં તે પત્થરો માખણ જેવો પોચો કરી નાખી બોલ્યા કે; “ હું મોતની આગળ નિરાશ થયો છું ! હવે ઓષડ ખાવાની શી જરૂર છે ? ” રશિયન દિલાસા દેનાર ક્રીલોફ તો માત્ર જમાઈ મરી ગયાથી ડૂસકે ડૂસકે રોયો હતો ! ફ્રેન્ચોને ઉત્તમ દિલાસા દેનારાઓ લા ફ્રોન્ટેન અને ફ્લોરિયન, એમના ઉપર જ્યારે મોતની ગીરફતારી આવી પડી ત્યારે નરવસ થઈ ધ્રુજતા જણાયા હતા. એથી ઉલટું, મોટાં મોટાં દુઃખો પછી શાન્તિ ભોગવનારા પુરૂષો આપણને કેવી હિંમત આપી ગયા છે, તે પણ તમે સાંભળો અને દિલાસો લો.

કેપ્ટન કેક્રીન, સાઈબિરિયાનો ભયાનક અહેવાલ કહેતાં જણાવી ગયો છે કે; "હવે મ્હારી ખાતરી થઈ ચૂકી કે ઘણાં ખરાં સર્વ માણસોનાં દુઃખનું કારણ ખરે ખરૂં તો એજ છે કે,.સાચો દિલાસો આપવાની આપણામાં હજી ખૂટ છે. દયાળુ પ્રભુ આપણું રક્ષણ ગમે તેમ કરશે એવા દ્રઢ વિશ્વાસની આપણામાં હજી ખુટજ છે; અને આપણું આ જીંદગીનું ખરૂં કર્તવ્ય કરવાની જે દ્રઢ પ્રતિજ્ઞા, તેની પણ ખૂટજ છે." જ્યારે બુલંદ નસીબ આવી પહોંચે છે ત્યારે તો ફરેસ્તાઓ પણ મૂર્ખાજ બને છે, અને જ્યારે મોત આવી ચઢે છે ત્યારે વૈદો પણ મૂર્ખાજ બને છે. સઘળાંનું નસીબ કાંઈ એક સરખું હોતું નથી. સઘળાંજ કાંઈ તંદોરસ્ત હોતાં નથી. સઘળાંજ કાંઈ દરદી હોતાં નથી. સઘળાંનેજ કાંઈ એકજ દર્દ, એક સરખો પરિતાપ કરાવતું નથી. તમે તમારાં દર્દને પણ તાબે કરવાને શકિતમાન છો. તમારામાં જ્યાંસૂધી જીવમાં જીવ છે ત્યાંસૂધી નિરાશ ને નાઉમેદ નહીં થતાં કર્તવ્ય કરવામાં તમોએ મંડયા મચ્યાંજ રહેવું જોઈએ. હું ઘણી વેળાએ ઘણી જાતનાં વિઘ્નો અને મહા કષ્ટોમાં પડયો છું; ઘણીક માઠી અવસ્થામાં હું વારંવાર આવી પડયો છું; ટાઢમાં ઘડી ઘડી હું જર જરીત થયો છું; ભુખથી દહાડાઓ ગણત્રિ હું તરફડતો હતો; થાકથી મ્હારૂં શરીર પળેપળ મૂછિત થઈ થઇને બેશુદ્ધ થયું છે; મગર હું ખાત્રીથી કહી શકું છું, કે હું જયારે પણ આ બધાં મોતનાં દુઃખ, સંસારના કલેશ, ન ધારેલી કષ્ટિ તથા વિપત્તિના હાથથી છુટયો છું, ત્યારેજ ઘણો સુખી થયો છું. એવો સુખી હું નિતરાં સુખના વખતમાં બીજી કોઈ પણ વેળાએ થયો નથી. એક મોટો મુસાફર જે અસહ્ય નહીં ખમાય એવી આફતોના કલેશથી એશિયાના ઉત્તર ભાગમાં, મોતનો લગારે ડર રાખ્યા વગર ફર્યો છે, તેનું વર્ણન વાંચ્યાથી આપણને કમ્પારી છુટે છે. તે મંગોપાર્કની મુસાફરીનો કિન્તો ધારણ કરીને એકલો અટુલો સેન્ટ પીટર્સ-બર્ગથી નિકળીને ઘણી ટાઢમાં ઉઘાડે શરીરે રકમ રકમના ભયાનક ઘોર જંગલી રાક્ષસોની ધાસ્તીમાંથી પસાર થઇને બેહરીંગ સુધી ફર્યો હતો! જોકે મંગોપાર્ક તો એક જંગલી ટોળાના હાથે માર્યો ગયો હતો, પરંતુ આ પરમ સહનશીલ કેપટન તો પોતાની ખમાઉ શકિતથી મૃત્યુની સામે પણ ધૈર્ય ધરીને રાક્ષસોના હાથમાંથી પણ છટકી શકયો હતો. ઘણીવાર લૂટારાઓથી લૂટાયો, વસ્ત્ર વગર ભૂખે તરસે દેશ પરદેશ ભટકતો હતો, તોપણ તેને મનથી મોતની કાંઈ બિસાદ ન હતી. તેને ધીરજ એજ હતી, કે આવા ખમ્યાજા ખમીને પણ હું જે દહાડે તે દહાડે તો મ્હારા પ્રભુની પાસે જવાનોજ છું. મોતનું દુઃખ એ તો માણસની વૃદ્ધિ, ઉન્નતિ, પ્રગતિ અને ઉદ્ધાર તથા વિકાસ કરનારૂં છે. મરણના દુઃખથી તો માણસમાં ગુપ્ત રહેલા ઉત્તમ ગુણોને અને શકિતઓને જાગૃતિ મળે છે. પૈસા કરતાં ગરીબીથી જેમ મનુષ્ય જાતિનું

વધારે કલ્યાણ થયું છે, તેમ મોત દીઠા વગરના સુખી વખત કરતાં માણસોનું વધારે કલ્યાણ તો મૃત્યુનાં દુઃખથીજ થયું છે. માણસને મૃત્યુનું દુઃખ નહીં હોત તો માણસ જંગલીજ રહ્યો હોત, ને તે જરાએ આગળ ન વધીને, અજ્ઞાન પંખીની પેઠે પોતાની ઉન્નતિ કરી શકયોજ ના હોત. શિકારી જયારે જાળ પા થરે છે ત્યારે પક્ષી તો બાપડું પોતાની છાતીમાંજ ચાંચ મારવા માંડે છે.

"જવું પ્રભુની પાસ, અંતે જવું પ્રભુની પાસ.
કાચ મૂકીને કંચન લેવું, એવું પદ અવિનાશ. અંતે.
તેમ છતાં ઉર ડર રાખે એ, પાપ તણો આભાસ. અંતે.
માલિકને મળવાનો મનમાં, કાંઇ નહીં ઉલ્લાસ. અંતે.
કરણી જો ત્હારી સારી તો, નાંખે કાં નિશ્વાસ? અંતે.
કરી તૈયારી કાં ન પ્રથમથી? મૂકી સહુ કકાસ. અંતે.

તમારાં વ્હાલાંઓ તમને એકલાં મૂકીને ચાલ્યાં ગયાંનાં દુઃખમાંજ તમારૂં સારૂં થવાનું છે, એવી હિતબુદ્ધિ દ્રઢ થતાંજ, જેમ સૂર્યના પ્રકાશથી અંધકાર જતો રહે છે તેમ, વખત જતાં દુઃખનું દુઃખપણું નાશ પામી જાય છે, અને જીવતાં રહેલાં માણસોનો ઉદય થવા માંડે છે. હમેશનું મીનોઈ સુખ મેળવવા માટે મરણના દુઃખની આ સ્થિતિ સર્વ જણે કરવી સજાવર છે. તમે અખંડ સુખ નહિ જ મેળવવા ચ્હતાં હો, તો જ તમારાં વ્હાલાં મરનારનાજ દુઃખના રૂદન જ્યાં ત્યાં રડયા કરો, અને પછી અંતે તમને માલુમ પડશે, કે તમે ગમે એટલાં રડયાં બળ્યાં પણ કોઈ માણસે, કોઈ દેવતાએ, કે ખુદ ખુદાએ પણ તમારાં તે જાતનાં દુઃખડાં ભાંગ્યાં નહીંજ. કેમકે એ તો નિયમજ છે કે, "દુઃખના રડગાણાં રડનારનું દુઃખ ઘટવાને બદલે વધવાનો નિયમ સૃષ્ટિમાં અનાદિકાળથી સ્થપાયેલો છે."

હસું તો દુઃખ ન બિસરે; રોવું તો બલ ઘટ જાય;
મનકા મનમેં બિસરના; જ્યું ધુન કાષ્ટકુ ખાય.

ઘરનું માણસ મરણ પામે ત્યારે રડવું તો આવેજ આવે, કાંઈ તે વેળા એ હસવું ગમતું નથી, પરંતુ મૈયત વેળા તમે હસી જૂઓ તેથી કાંઈ તમોને લાગેલો ઘા રૂઝાવાનો નથી, અને એક મૂવું તેની પાછળ દહાડો ને રાત રડયાજ કરો તો તમે બેવડાં દુઃખી થઈ પડશો. એક તો વ્હાલું જતું રહ્યું ને વળી તમારૂં બળ તૂટી ગયાથી શરીરે તમે કાયલી થઈ પડયાં માટે મન કઠણ કરીને બધું ભૂલી જવાની ને વિસરવાનીજ ચાલુ ને ચાલુ તમારે કોશેશો કર્યાં જવી. તમે સૌ દેખત મોતના ફાંસાથી દુઃખનાજ દેખાવો જો કર્યા કરશો, અને મનમાંથી તે બનાવ વિસરવાનીજ કોશીશ નહીં કરશો, તો જેમ ચુલામાં બળતું તો થતું નથી, ને લાકડાં અમસ્થાં ધુંધવાઈને ધુમાડો કરી આંખને અંધાપો આપે છે, તેમ મનમાં ને મનમાં બળ્યા કીધાથી તમોને સો અંધકાર, ભયંકાર, અને શૂનાકાર માલુમ

પડશે. બહારના વિષયની અંતઃકરણમાં ઉંડી છાપ પડવા દીધાથી માથામાં લાગી રહેલા વિચારો ભગવતની યાદના વિચારોમાં બદલી નાંખજો, અથવા અંતરમાં ઉપજાવેલા આભાસોની અંતઃકરણમાં ઉંડી છાપ પાડવાથી નઠારા અશુભ વિચારો ખુદાઈ શાન્તિના વિચારોમાં બદલી દેજો. વિચારો બદલવાથી દર્દ કે રોગ પણ મટે છે. વિચારો બદલતાં આખું શરીર પણ બદલાઈ જાય છે. ખુદાઈ આનંદના નવા નવા વિચારો કરતાં શરીરમાં જે ફેરફાર થાય તે સુખ શાંતિનાજ થાય; ને દુઃખના નવા નવા વિચારો કરવાથી શરીરમાં વ્યાધિ, દર્દ, દુઃખારા ઇત્યાદિનાજ ફેરફારો થઇ જાય. આ જગતમાં ઉતરી આવતાંજ, આત્માએ પરમાત્માને કોલ આપ્યો છે કે; "ઓગમદેચા ઓશમદેચા વિસા મદેચા." હું નીચેની દુન્યામાં જવા ઇચ્છું છું અને તેને કબુલ રાખું છું; અને દુઃખ તથા રંજને સ્વીકારીને મોત ઉપર પણ રાજી રહું છું.

હે દુઃખી બ્હેનો! પ્યારા ભાઇના સબ આગળ બેસીને તમે અનેક તુરંગો, અને વહેમોના ખ્યાલી પોકારો કરી તેના સૂક્ષ્મ શરીરને નહીં ધુજાવો! મૂઓ કાંઇ મૂઆ પછી પણ બોલે વારૂં? પગે લાગવાથીએ પશુ કાંઈ સમજે વારૂં? હે ભાઈ! તું એવો તે કોણ છે, કે ત્હારા બાપના મોતને અટકાવવાના ગેબી ઉપાયો મેળવવાના ખ્યાલોમાં બેઠો છે? ત્હારાં તકલીદી ડહાપણ અને પુકકાં જ્ઞાનની પરિક્ષા આ ત્હારા બાપના મરણથીજ થવાની છે. હા, ભાઈ હા, ઉપરા ચાપરી મોતના ફટકા પડે, ઘરના ઘા મારે, સંસારના ફાંસા ગળે ઓળવાય ત્યારે જીવવા તો નહીંજ ગમે, પણ યાદ રાખજે, કે એક મોતજ કીર્તિના અનેક દ્વારો ખુલ્લાં કરશે, અને જીવતાંઓની અદેખાઇઓનો પણ અંત એક મોતજ આણશે.

"ગુરૂજી!" મા—બાપનું છત્ર તુર્તજ ખોઈ બેઠેલો નિરાશ બેટો બોલ્યો; "મોતનો દિલાસો તમારાં દફતરમાં છેજ કયાં? માત્ર 'સબુરી પકડો! હિમ્મત ધરો!' એવાં વાકયથી કાઇ એ ઘા રૂઝાય ગુરૂજી? Many words will not fill a bushel. માત્ર મોઢેનાં વચનોથી કાંઇ કામ થાય નહીં. ભીખારીને કહેવું કે 'તું ખાઈ ધરાઈને તર થઈ જા!' તો શું તેથી તેની ભૂખ તરસ ભાંગશે? ઘરડાંઓ દિલાસા ને સલાહ આપે, ને જુવાનો રડી બળીને લડાઇ લડે, એજ કે કાંઇ બીજું?

કહાં સબ્રો તહમ્મુલ આહ! નંગો નામ કયા શય હુંય?
યહાં રો પીટ કર ઉન સબકો હમ એકબાર બયઠે હુંય!

સબુરી, ધીરજ ને હિમ્મત તે કયાં સૂધી રહે! અમારા જેવા દુઃખી થઈ પડેલાઓ તો ઇઝઝત આબ્રુ કે કશુંએ સમજતાજ નથી, બસ અમે તો આ બધાં વ્હાલાં ગુજરેલાંઓ ઉપર રડી બળીને, બધું એકવાર દારૂણ ઝેર જેવું

કરીને, સૌ ત્યજીને છોડી નિરાશ થઈ બેઠેલા છીએ. બળ્યો તે શુક્રવારનો અભા-ગ્યો દહાડો! બળી ગઈ આ ગળામાં ઘાલેની તાવીઝની પત્થરી! બળી આ મહાન પવિત્ર કહેવાતી ભૂમિ! બળ્યો આ જીંદગીનો ૩–૫ દિવસની ખુશાલીનો લોભ!"

હે નિરાશ થએલા બેટા! ત્હારી ચાપલુશીથી તો મ્હને લાગે છે કે, જ્યાં આવાં જ્ઞાનથી દુઃખ પ્રાપ્ત થતું હોય ત્યાં તો હજી અજ્ઞાનપણુંજ સારૂં. નામના વહેમ, જગાના વહેમ, વાર તહેવારના વહેમ, વસ્તુના વહેમ, એ સૌને સૌને **મોતે** જુઠ્ઠા પાડયા છે. **જેરૂશેલમ** અમરગીની અમૃત ભૂમિ કહેવા માત્ર-માંજ છે, પણ ત્યાં આગળની **એસેલડમાની** જંગભૂમિ ઉપર જેટલું લોહી રેડાયું છે, જેટલાં મોત નિપજ્યાં છે, એટલું આખી દુન્યાની કોઈ પણ યુદ્ધભૂમિ ઉપર લોહી રેડાયું નથી, કે એટલાં મોત નિપજ્યાં નથી, છતાં તે ભૂમિને પવિત્ર ગણી વગર મોતની ભૂમિ કહેવાને પણ વહેમીઓ ચૂકતાં નથી. વૈદરાજ હીપ્પોક્રેટીસ એમ કહેતા હતા કે, તારીખ ૬–૮–૧૦–૧૨–૧૬–૧૮ વિગેરે તારીખોએ દર-દીને દવા આપવાથી દરદ ઉપર સારી અસર થાય, કેમકે એ દિવસો દરદીના ગભરાટના દિવસો હોતા નથી; ત્યારે એજ તારીખોએ ઘણા ઘણા રાજા પાદશાહો ને ઘણી ઘણી રાણીઓજ કાં મરવા પામી હશે? મોતની આગળ એવાં બ્હાનાં ટકતાંજ નથી. રાજા **ચાર્લ્સ** બીજાના બાપને ગ્રેટબ્રિટનના તખ્ત ઉપર રાજા લેખે બેસનારા "**છેલ્લામાં છેલ્લા પુરૂષ**" તરીકે પાર્લામેંટના સભાસદો લેખતા હતા, અને તેના દીકરા **ચાર્લ્સ** બીજાને "**છેલ્લામાં છેલ્લા પુરૂષનો દીકરો**" કહેતા હતા, પણ ઈંગ્લંડના તખ્ત ઉપર તો ત્યાર પછી કંઇ કંઇ રાજાઓ થઈ ગયા છે.

ફરી વહી કુંજે કફસ, ફીર વહી સૈયાદકા ઘર,
ચાર દીન ઔર હવા બાગકી, ખા લે બુલબુલ!

એ તો ફરી ફરીને એ ને એજ કેદખાનાનો ખૂણો આબ્યાજ કરવાનો. પાછો ને પાછું એ ને એજ સૈયાદ શિકારીનું મકાન આબ્યાજ કરવાનું. એટલા માટે હે બુલબુલી બોલીવાળા બેટા! આ દુનિયાના બાગે બેહેસ્તની જરા આનં-દથી લ્હેર તો લઈ લે! પછી જરા આ પાસેના કબ્રસ્ટાનમાં લટાર મારી કબ્રો ઉપરના લેખો ઉકલાવ, તને આપોઆપ શાન્તિ મળશે, અને તે કબરો દીઠાથી આ માયાવિ જગતના લોભ કે કીના કપટ સૌ ઠંડા ગાર થઈ જશે. પેલી ઘોર ઉપર શું લખ્યું છે? "In the midst of life we are in death." ભર જુવાન જીંદગીમાં પણ આપણે તો મોતનાં કાચાંમાંજ રહેલાં છિયે. રોજે અવલથી એવું માનવામાં આવતું કે, પાદશાહી તોખમના રાજવંશી ફર-ઝંદનો સિંહ કદી પણ ભક્ષ કરતો નથી. The lion will not touch the

true prince, એવી કહેવતજ પડેલી હતી, તો પણ **બોખારા અને સમરકંદના** રાજપૂત્રો વાઘ વરૂનાજ ભક્ષ કેમ થવા પામ્યા તેનો કાંઇ અંદેશો કર!

ચીનના પાદશાહો **નેફ્રૈટ** પત્થરની લાદી ઉપર પોતાનું તખ્ત મૂકાવતા; એવી ભ્રમણામાં, કે તેઓ લાંબો વખ્ત રાજ ચલાવવાને જીવતા રહેશે! એ ખ્યાલથી તૈમુરલંગ પાદશાહે એ **નેફ્રૈટ** પત્થરોનો સંગ્રહ કરાવ્યો હતો, પરંતુ તેટલામાં તો તેનો કાળ આવ્યો, અને જે પત્થરો ઉપર બેસીને તે લાંબા વર્ષો-વેર રાજ્ય ચલાવનાર હતો, તેજ પત્થરો તેની ઘોર બનાવવામાં વપરાયા! અને એ **નેફ્રૈટ** પત્થર ઉપર સુઇને અમર જીંદગી ગુજારવાના ખ્યાલથી ચીનના રાજાનો એક દીકરો જેવો સુતો તેવો મૂએલો માલુમ પડયાથી ચીનમાં પણ એ પત્થરોને અવર-સ્થાન લેખવામાં આવ્યું! મોત આગળ કશાનો મેળ નથી. એ વાતમાં તમ આદમીઓ દુઃખી થાવ તેમાં તમારોજ દોષ છે. એપીકટેટસ જેવા ડાહ્યા ઇશ્વર શોધકે પણ એજ કહ્યું કે;

"If a man be unhappy, it must be his own fault, for God made all men to be happy."

આ લોકમાં મનુષ્ય માત્રની આખી જીંદગીમાં બનતા બનાવોમાં જન્મ અને મરણ આ બે મુખ્ય છે; અને એ બન્ને બનાવો સરજાવવાનું કામ પરમેશ્વરે પોતાને હાથ રાખવામાં કાંઇ જેવું તેવું ડહાપણ ખરચેલું નથી. બાપના મોતથી બેટાને લાભો થયા છે, અને પત્નિના મુવાથી પતિને પણ રાહત થઇ છે. સેમ્યુઅલ ડ્રુને તેનો બાપ નાનપણામાં મૂકી મરી ગયો. એને બચપણમાં ઘણી ખરાબ ટેવો પડી હતી. તે ચોરી કરતો, જુગાર રમતો, પટા ખેલતો, ને રખડતો ફરતો. બાપ મૂવે વળી બીજો એવો સંજોગ બન્યો, કે તેના ઉપર અને તેના ભાઇ ઉપર અકસ્માત થયો. તેના ભાઇનું મરણ નિપજ્યું ને તે બચી ગયો. પ્રભુ તરફની આ બક્ષેશ સમજી જઇ તેણે બધી કટેવો છોડી દઇ ઉદ્યોગ કર્યાથી હલકા ગુણો નિકળી જઇ તે હદ બહાર ઉદયોગી થઇ ડાહ્યો થયો, જ્ઞાની થયો, અને સુખી શ્રીમંત પણ થઇ શકયો. કોનું મોત કોણ ખાઈ જાય, અને કોનો લાભ કોણ લઇ જાય! પાદશાહ બહમનની બાયડી મરણ પામ્યાથી ઈજીપ્તના પાદશાહ નસર હારેશેની બેટી હુમાય સાથે એટલાજ ઇરાદાથી ફરી પરણ્યો કે જેવો તેને પેટે બેટો અવતરે કે તેને રાજગાદી સોંપી ને તે ત્યાગી થાય. તેણીને પેટે દારાબ નામનો બેટો જેવો પેદા થયો, કે તે બેટાના પેટ ઉપર પોતાનું તાજ મુકી તખ્ત ઉપર સુવાડયો. બહમન તો ત્યાગી થતો રહી ગયો, પણ તેના વડો બેટો સાસાન નિરાશ થઇને ઈસ્તખરમાં ગયો અને નાચારીનો માર્યો સંસાર ત્યાગ કરીને ત્યાગી થઇ શકયો હતો. ઈશ્વરની અદભુત શકિતઓ તથા તેનાં અપાર ડહાપણ વીશે જેમ વધારે વિચાર

કરતાં જઇએ છીએ તેમ વધારે નવા દાખલા મળી આવી આપણી વધારે ખાત્રી થવા માંડે છે. તેથીજ મીરેબો મરતી વખતે બોલ્યો હતો કે; "ખુશનુમા ગાયનોના સુંદર શરોદો સાંભળતાં સાંભળતાંજ હું પ્રાણ છોડું, એવું કરો !" કેમકે અગ્નિની પેઠેમ મનુષ્યની જીંદગી ધુમાડાથીજ શરૂ થાય છે; તેમાં આ મહા ભારત કામ તો મેંજ બજાવ્યું, આ ભગિરથ પ્રયત્ન તો હુંજ કરૂં છું, ને હુંજ તેનો લ્હાવો લઉં છું એવું કહેવાનો મનુષ્યને અધિકારજ શું છે ?

એ ખન્દીદ કયદાફેહ અઝ કારે ઉય; અઝાન મર્દીઓ તુંદ ગોફતારે ઉય.
બદુ ગોફ્ત કય ખુસ્રવે શીર ફ્શ: બ મર્દી મગર્દાન સરે ખીશ કશ.
ન અઝ ફ્રરે તૂ કોસ્તેહ શુદ ફુરે હીંદ; ન દારાએ દારા ઓ ગોર્દાને સીંદ.
કે બર્ મસ્તુ રૂએ ખુઝોગાને દહેર: અઝ અખ્તર તુરા બીશ્તર બૂદ બહેર.
બમર્દી તો ગુસ્તાખ ગસ્તી ચુનીન; કે મેહતર શુદી બર ઝમાનો ઝમીન.
હમે નીકુમહા કે વઝદાં શેનાશ; વઝુ દાર તા ઝેન્દેહ બાશી સેપાશ.

સીકંદરને જ્યારે બધી જીતોથી અહંકાર થયો હતો ત્યારે કયદાફેહ, તેની આવી અભિમાન ભરેલી વર્તણુકથી તેમજ તેની સરફરાઝી અને ગુમાનીના બોલવાથી હસી પડી હતી, અને સીકંદરને કહ્યું હતું કે; "ઓ સિંહ સરખા આંકળા સ્વભાવના બાદશાહ ! ભારે પુરૂષાર્થે કરીને મરદાનગીથી ચઢેલો ચઢેલો તું અભિમાનથી ત્હારૂં મસ્તક આકાશ ભણી ઉંચું નહીં કર ! હિંદુસ્થાનનો રાજા ફૂર, દારાબનો બેટો દારાં અને સિંધ દેશના યોધ્ધાઓ કાંઇ ત્હારાજ દબ દબાથી માર્યા ગયા નથી, મગર જગતના તે મહાન પુરૂષોનો દિવસ ખુદાની કુદ્રતથી કરીને નબળો અને બરગસ્તે બન્યો હતો, અને ત્હારો સેતારો પ્રભુ કૃપાથી ઉંચો ચઢયો હતો, તેથીજ તે નામવર પહેલવાનો તો માર્યા ગયા. બળવાન બનવાથી તું એટલો બધો અભિમાની થયો છે કે; જાણે ઝમાના અને ઝમીન ઉપર ખુદાને બદલે તુંજ સરદાર બની ગયો છે ! પરંતુ ખબરદાર રહેજે, કે આ સઘળી ભલાઇઓ તને પ્રાપ્ત થઇ તે તમામે તમામ પાક પરવરદેગાર તરફથીજ ત્હારામાં ઉતરી આવી છે. માટે જ્યાં સૂધી ત્હારાં શરીરમાં પ્રાણ રહેલો છે ત્યાં સૂધી તું તે પરમાત્માનીજ બલિહારી સમજીને તેને નમન કર ! માનવી મોત અટકાવવાને રોજે અવલથી પછડાઈ પછડાઈને ઠેકાણે પડયો છે, યુકિતઓ અને ચમત્કારો મેળવી મેળવીને થાકયો છે,. પરંતુ અંતે તેણે હારીજ ખાધું છે. માણસ જાતની આ દુનિયાની જીંદગી સાથે ઘણોજ અતલગનો સંબંધ ધરાવનાર જન્મ તથા મરણ જેવી બે તાળાંની કુંચી ઈશ્વરને હાથ છે, એ વિચારથી આદમીને જેટલી ધીરજ અને ઉમ્મેદ આવે છે, તેટલી ગમે તેવા અદલ ઇનસાફી માણસના હાથમાં એ સત્તા આપેલી હતે તો તેથી માણસને બીલકુલ રાહત થતે નહીં. એટલાજ માટે સ્કૉટલંડની રાણી મેરીનું માથું, ગરદન મારવામાં

ઢીમડાં ઉપર મૂકવામાં આવતાંજ તેણી પોકારી ઉઠી હતી કે; "હે દયાળુ પ્રભુ! હું આ ત્હારો આપેલો આત્મા હવે ત્હારાજ હાથમાં પાછો સોંપું છું!"

"**વીશીંગ-કૅપ**" નામની, જે કાંઇ માગ્યે તે મળે એવી ટોપી, પેલા મોત અટકાવનારો (!) ફોર્ચ્યુનેટ્સ પાસે હતી, અને સાથે વળી ખરચતાં ખૂટે નહીં એવી "એવર-પુલ-પર્સ" નામની કોથળી પણ હતી, તે વાત તમે જાણો છો, અને સાથે સાથે તમે એમ પણ સાંભળ્યું હશે, કે તે મોત અટકાવનાર(!) અને "મૃત્યુનો શત્રુ બાપ" ગણનારો તેનો બેટો, બન્ને જણ ભૂખે ભૂખે મરી ગયા ત્યાં સૂધી તેમને મોં પર મૂકવાને અન્ન પાણી પણ ના મળ્યું! જુવાન મોત થતાંજ તમારામાંનાં ઘણાંકો, એવો કાંઇ દૈવી ચમત્કાર, એવી કાંઇ અદ્‌ભુત જડીબુટ્ટી અથવા કાંઈ ચમત્કારિક ઓસડ મળી જાય તો "હું એ મડદાંને જઇને હમણા ઉઠાડી ઉભો કરી એની રડતી ટળવળતી માતાને ખુશ કરૂં! અને છાતી ને માથું કૂટતા એના બાપને અજબ કરી નાખું!" એવું જવાનિયાંઓ ચાહે છે. અને એવીજ માન્યતાથી સીઝફ્રીડે "સોનેરી ડાંગ" ના નામથી ઓળખાતી લાકડી, જે નીબેલંગના ચોકખાં સોનાની બનાવેલી હોય છે, તે Wishing Rod ની ઇચ્છા કીધી, કે જેવી ડાંગ જેના પાસે હોય તે આખી દુનિયાની સાહેબી સેંકડો વરસો વેર ભોગવી શકે. તે લાકડી પણ પ્રાપ્ત કીધા પછી એજ સીઝફ્રીડ તુર્ત મરણ પામ્યો, અને વળી નરકના કીડાઓએ તેને ખાઈ નાંખ્યો ત્યાં વેર તેની કોઈએ સંભાળ પણ કરી નો'તી!

જેમ માણસને જન્મ આપવાની સત્તા ભગવતે પોતાનેજ હાથ રાખી છે, તેમજ તેના મોતની લગામ પણ તે ભગવાને પોતાને હાથજ રાખી છે. ઘણીક વેળાએ તે મહા પ્રભુના નિશ્ચિત કરી મૂકેલા કાયદા અને નિયમોની સામા થઇને મનુષ્ય પ્રાણી પોતાના પ્રાણની ઘાત કરે છે, તો પણ તે કૃત્ય પણ તે મોટા બાપની ઇચ્છા સિવાય થઇ શકતું નથી. પ્રભુના મનસુખા વગર, ભગવંત ઇચ્છા કિંવા હુકમ સિવાય, ઝાડનું એક પાંદડું પણ હાલી શકતું નથી, તો પછી તેની મરજી વિરૂધ્ધ તેના પેદા કરેલા પ્યારા બંદાનું મૃત્યુ કેમે કરતાં પણ આવી ઉભુ રહેવાનું નથીજ; અને આવશે તો તેને રોકી શકાવાનુંએ નથી. રાખનાર સાહેબ છે તો મારનાર ઉંધો પડે છે, ને બચાવનાર તે ધણી છે તો મારનાર જખ્ખ મારે છે. **પોલીડેમાસ** એ ગ્રીસિયન કસરતબાજ મોટાં કદનો ઉંચો કદાવર હતો. ઝનુની સિંહને વગર હથિયારે તેણે મારી નાખ્યો હતો! એક મસ્ત બનેલા ગાંડા ગોધાને હાથે ઉંચકી લીધો હતો! અને "કદી મરે નહીં એવો પોલીડેમાસ" એવાં નામથી ઓળખાયાથી તે કુદ્રતની સામે જયારે થયો ત્યારે, ભેખડે એક ખડક પડતો હતો તેને અટકાવવા જતાં તેનો પ્રાણ સહેજમાં નિકળી ગયો હતો. આવાં આવાં સંસારી જીવન મિથ્યાજ છે. કંઇજ નથી.

જ્યારે સૌ સારૂં સારૂં હોય ત્યારે તો એજ જન્મ બહુ રળિયામણો લાગે છે, ને મરવા તો ગમતુંજ નથી, પરન્ત્ જ્યારે ઉપરા ઉપરી દુઃખોનાજ સપાટા ઝપાટા પડે છે ત્યારે જીવવા પણ ગમતું નથી. જે અમીરને આજે મહેલમાં વિલાસ કરતો દેખયે છિયે તેને બીજી સવારે તો કબ્રસ્થાનમાં લાવી નાંખેલો જોઇએ છિયે; કોઈવાર આ સંસાર મિઠો તો ઘડી પળકમાં કડવો ઝેર જેવો લાગે છે, અને દુઃખી દુનિયા પેદા કરવા માટે પ્રભુને દોષ આપ્યે છે.

કબીર આ જુગ કછુ નહીં, છીન ખાર છીન મીઠ;
આજ જાકો દેખા મેડીએ, તાકો કાલ મસાને દીઠ.

દુન્યામાં જે જે મોટ મોટાં કાર્યો ને મહાન સાહસો થએલા છે, તે જીવતાંને જોયાથી નહીં, પણ મરતાંને જોયાથી થયા છે. ધનથી નહીં પણ નિર્ધનતાથી અને સુખથી નહીં પણ દુઃખથી મહાન કાર્યો થતાં રહ્યાં છે. દુઃખ અને શોક સંતાપથી માણસ જેટલો નીતિમાન ને ધર્મી થયો છે, માનવીના જેટલા ગુણો દુઃખોથી પ્રગટી નિકળ્યા છે, અને તે જેટલો વૃધ્ધિને પામ્યો છે, તેટલો તે સુખ, વૈભવ, કે મોજ મજાથી ગુણી થયો નથી. આ જગત્નો પંચરંગી ખ્યાલ, જીવતાં હજારો માણસોને જોયા કીધાથી નથી થયો, મગર મરતો એકજ માણસ દેખીને ખરો ખ્યાલ થયો છે. માણસોને ટપોટપ મરતાં દેખીને એકજ કલ્પના એ થાય છે કે, ઘડાઓ જો અવારનવાર ફૂટિયા કરતા ન હોય તો કુંભાર લોકો ભૂખે જ મરે. એક મરે ત્યારે બીજાને માટે જગો ખાલી કરતોજ જાય; તથાપિ મહેલમાં વસનારાં કરતાં ઝુંપડીમાં રહેનારાં કાંઇ ટપો ટપ વહેલાં મરતાં નથી. લેઝેરસ જેવા કંગાળ ભીખારીના ઘરમાં હજારો જાતના રોગ ઉભરી આવે એવી ગંદકી, ને તામોશ નહી થાય એવી દુર્ગંધ એટલી બધી હતી, કે તેના બારપર થઇને જનારાંને પણ છ છ મહિના તાવ આવતો, કંઇક સુફિયાણી લોકોને મરકી લાગુ પડતી, પરંતુ લેઝેરસ તે મરકીવાળા મકાનમાં ખુશખુશાલ દાહેકાઓ સુધી આસુદો રહી જીવી શકતો હતો !

સુબ્હાંને મન ચુમયતો વહીઅ વલા અલ્લાહ;
અલ્લાહુ અલ્લઝી ખલ્ક અલ્લ અર્ઝ અસ સમા.

મૃત્યુ આણનાર અને જીંદગીનો બક્ષનાર જે સાહેબ છે, તેજ પુજવા લાયક છે. જે માલિકે પાકે ખલકત કહેતાં સૃષ્ટિ રચના કરી છે અને આકાશ બનાવ્યું છે, તે સિવાય મારનાર કે તારનાર બીજો કોઇ ખુદા છેજ નહીં.

એનશાએ તના બ લોતફક યા સાનૂએ ઉઅલ વજુદ;
ફ્અગફ્ર ઉલના બ ફઝલક યા સામે અદુવા.

ઓ હસ્તીની કારિગીરિના કરનાર માલિક પાક! ત્હારીજ મહેરબાનીમાં અમોને ઉછેર, અને ત્યાર બાદ, હે મ્હારી અરજના સાંભળનારા સાહેબ! ત્હારાં

ઉદાર દિલથી અમને માફી બક્ષ! મોતનાં દુઃખો સરજાવવાનો પ્રભુનો હેતુ જીવતાં રહેલાં માણસને નીતિવાન, અને ઉંચા ગુણોવાળાં કરવાનો હોવાથી તમે જો બડબડાટ અને ફફડાટ કરશો તો તેની અસર ઉલટીજ થવાની છે; અને ફફડી ચટકીને તે મોતનાં દુઃખને ધિક્કારવાથી તે દુઃખો કાંઈ દુઃખી મનુષ્યને ત્યાંથી વહેલાં ચાલ્યાં જવાનાં નથી. ઘરમાં નિપજતા ઉપરા ચાપરી મોતના કારી ઘા લાગ્યા કીધાથી કહેરાઇ રહેલા એક દુઃખી થઈ પડેલા ડોસાને તેનો ન્હાનો બુચો, તા૦ ૨૪ અકટોબર ૧૯૧૯ના જામેમાં પાયદસ્તની ખબરમાં માણેકજી મનચેરજી ખોદાયજીનું નામ વાંચી કહેવા લાગ્યો; "કાકાજી! કાકાજી! શું ખોદાયજી પણ મરતા હશે?" ત્યારે ફફડી ચટકી રહેલો દુઃખી ડોસો બોલી ઉઠયોઃ—"એકવાર તે નહીં મરતો, કે મ્હારા જેવા મોતથી કાયર કાયર થઈ ગએલાને ગળે જેમડાના ફાંસા નખાવતો તે બંધ પડે!"

આવી રીતે મોતથી બેજાર થએલાં માણસની ઇજા જેમ જેમ વધે છે તેમ તેમ તે નાસ્તિક બનતો જાય છે, પણ તે શાન્ત પડીને વિચાર કરતો નથી, કે આપણે જેમ જેમ વધારે વિચાર કર્યે છિયે તેમ તેમ આપણી વધારે ને વધારે પતીજ થતી જાય છે, કે માલિકની આપણા ઉપર ચાલુ ને ચાલુ દયાળુ નજર છે. તેજ નીગેહબાન છે, અને જયારે પણ તે સાહેબ ચ્હાશે ત્યારે તૂર્તજ આપણને આ ફાની દુનિયાં છોડવીજ પડશે; ચીઠ્ઠીના ચાકર થવુંજ પડશે. તે મુરબ્બી મોટા બાપ સિવાય બીજા કોઇ આદમ જાતની કે કોઈ ફીરેસ્તાની પણ તાકાત નથી, કે તે આપણને મારી નાખી શકે. તેમજ કોઈ મનુષ્ય જાતમાં કિવાં દેવતાઓમાં એવી પણ તાકાત નથી કે તે સરદાર તરફે આવેલા મોતના પેગામને પાછો ફેરવી શકે. માટે જ્યારે મ્હારૂં મોત આવશે ત્યારે હું તો જરૂર એવીજ ખાહેશ જણાવીશ કે;

> દમે કામે દિલ દાદીઅમ અયે ખુદાય! મરા બર ફુતુન સુએ દીગર સરાય.
> અઝીન બીસ્તર અન્દરીન જાએ તંગ; ન ખાહમ કે દારદ રવાનમ દેરંગ.

હે ભગવત! આ જગતમાં મ્હારા મનની બધી મુરાદો તેં પાર પાડી છે. હવે તું સાહેબ મુજ બંદાને બીજી જગતની મીનોઇ મોજ ચખાડવા મ્હને લેતો જા! ટપ્પે ચઢાવ્યા કરનારી આ દુનિયામાં લાંબા કાળ સૂધી મ્હારા જીવને કંટાળામાં સબડયા કરતો જોવાને હું હવે રાજીજ નથી.

લેન્ડરૂને તા. ૨૪-૨-૨૨ના રોજ ફાંસી દેવામાં આવ્યો ત્યારે છેવટ સૂધી તેણે સંપૂર્ણ શાંતિ રાખીને જણાવ્યું કે; "હું કેવળ નિર્દોષ છું." પછી ખાસી તરેહથી માથાના બાલ કપાવ્યા, ટ્રીમ ટ્રાક પોશાક પહેર્યો, અને ધાર્મીક ક્રિયા કરવા પણ ના પાડી, કેમકે તેણે દયા માગી તે તેને ન મળવાથી, જાણે કોઇ મેળાવડામાં જવાની તેને ઉતાવળ હોય, તેમ આનંદથી બોલ્યો; "ફાંસી દેનારા જલ્લાદને હું વધુ વાર ખોટી કરવા માગતો નથી, હવે મ્હારે વહેલું તે

માલિકની પાસે જવુંજ છે ! " આ આશ્ચર્યકારક સૃષ્ટિ જે એક મહાન ભાન, પરમ તત્વમાંથી ઉત્પન્ન થએલી છે, તે પરમ આત્મા મ્હારા હૃદયની આગળ વસતો હશે કે કેમ, એવી શંકા લાવશોજ ના. તમારા ધર્મશાસ્ત્રો, તમારા પયગમ્બરો, તમારા મહાત્મા ૠષિ મૂનિઓ એ વાતની તો તમારી ખાતર જમા કરીજ ચુકયા છે. માટે તે મહાન તત્વ તમારી પાસે ને પાસે રહી તમારા ભોમિયા લેખે તમારૂં સંરક્ષણ કરેજ છે, અને તમોને તે તત્વ એક ઘડી પણ વિસારી મેલતું નથી, એ સિધ્ધ વાત ઉપર તમારી શ્રધ્ધા અચલ રાખો.

રોમના છેલ્લા પોપ મરણ પામ્યા ત્યારે પોતાનું હૃદય (Heart) સાચવવાની તેમણે પહેલી કાળજી બતાવી. અસલ એક પુરાણો રિવાજ એ હતો, કે મરણ પામેલા માણસનું હૃદય જાળવી રાખવું જોઈએ. કારણ કે માણસનો આત્મા અંતઃકરણમાંજ રહેતો માનવામાં આવતો હતો. ઇંગ્લંડના ઈતિહાસમાં જાણીતા થયેલા રોબર્ટ બ્રુસે પોતાનું હૃદય જેરૂસેલમના દેવળમાં દાટવાની પોતાની ઈચ્છા પોતાના મરણ અગાઉ જાહેર કરી હતી. મરણ પછી રોબર્ટનું હાર્ટ લઇને તેનો મિત્ર ડગલાસ જેરૂસલમ જવા નિકળ્યો હતો, પરન્તુ માર્ગમાં મૂરીશ રાજા સામેની લડાઇમાં તે ઠાર થયો. એ વખતે મરનાર મિત્ર રોબર્ટનું હાર્ટ રૂપાંની એક કાસકેટમાં તેને ગળે લટકતું હતું. પાછળથી એ હાર્ટ મેલરોઝ એબીમાં દાટવામાં આવ્યું હતું. આખું માણસજ જ્યાં નાશ પામે જ્યાં આખું પોતેજ ખોવાઇ જાય ત્યાં હૃદયની બિસાદ શું ?

આ ઉપરથી તમો જોઇ લ્યો, કે મરનાર મિત્રનું હૃદય જાળવવા જતાં ડગલાસનેજ જ્યારે મોતે ઘેર્યા ત્યારે તો તેના પાસે એક કરતાં બે હૃદય હતાં, અને પરમ તત્વની એવડી ઢાળ હતી, તોએ પણ કાળ તો તેનો ભક્ષ કરીજ ગયો

> કે જુઝ મર્ગરા કસ ઝે માદર નઝાદ;
> ઝે દેહકાનો તાઝીઓ રૂમી નેઝાદ.
> બકેહારે શીરસ્ત આહંગે ઉયે;
> નપીચદ કસી ગર્દન અઝ ચંગે ઉયે.
> હમાન શીરે દર રન્દેહરા બેશકરદ;
> ઝે દામશ તને અઝદહા તુગ્ઝરદ.

પ્રત્યેક મનુષ્ય મૃત્યુ દેખવા સારૂજ પોતાની માયને પેટે જન્મ લે છે; પછી તે મનુષ્ય ચાહે તો ઇરાન દેશનો એક દેહકાંની હો વા બુન્યાદે તે અરબસ્તાનનો કે રૂમ સર જમીનનો ગામડિયો હો. મૃત્યુનો ધસારો એક સિંહના જેવો એટલો જોરાવર રહે છે, કે ગમે એવો પહેલવાન પણ તેના ઝપાટા સપાટામાંથી પોતાની ગરદન છટકાવી શકતો નથી. એ મૃત્યુ દેવ એવો તો બળવાન છે, કે વિકાળમાં વિકાળ સિંહને પણ પોતાના પંજામાં પકડીને તારાજ

કરે છે. એ જમડા સિંહનો ફાંદો એવો જબરદસ્ત છે, કે જબરદસ્ત અઝદા પણ તેનાથી છુટકારો મેળવી શકતો નથી. મૃત્યુએજ નહીં પણ સંજોગે પણ મનુષ્યને ઠરીને શાન્ત બેસવા દીધો નથી. મનુષ્યને કાયમની શાંતિ ગમે તે કરતાં મળતીજ નથી. કાયમની સુલેહ ગમે તેવી યુકિત રચતાં પણ સચવાતી નથી. "કાયમની સુલેહ" (The Perpetual Peace) ના નામથી તા૦ ૨૪ જાનેવારી ૧૫૦૨ માં ઇંગ્લંડ અને સ્કોટલંડ વચ્ચે સુલેહની એવી તો સંગીન શરતો થઇ હતી, તે સુલેહ એવી તો કાયમની લેખાતી હતી, કે એ બે પક્ષો વચ્ચે હવે કદીએ લડાઇ જાગવાનીજ નહીં એવું મનાતું હતું. પરંતુ થોડાજ વખતમાં ફ્લૉડન ફીલ્ડની લડાઇ એ બન્ને દેશો વચ્ચે જાગી, અને ત્યાં હજારો નિર્દોષોના પ્રાણ લેતો જમરાજ હસતો ચિતારવામાં આવ્યો છે. પરવરદેગારે પોતાની આ સૃષ્ટિ રચના કરતાં જે ધોરણો ઠરાવી રાખ્યાં છે તે ધોરણો મુજબ મોડે વહેલે માણસને મુવા સિવાય છુટકોજ નથી. સૌ મુવાં તેમ આપણે પણ મરવાનાંજ. ઉમ્મરે પહોંચેલા દર તેત્રીસ હયાત માણસોમાંથી દર વર્ષે એક માણસ તો મરણ પામે છેજ. વળી એક વર્ષની વયનાં દર ચાર બાળકોમાંથી દર સાલ અકેકું બાળક તો મરે છેજ. તેમ વળી પાંચ વર્ષની ઉમ્મરનાં છોકરાંમાંથી દર છવીસ છોકરે એક તો મરવાનુંજ; અને આ રીતે માણસની જેમ જેમ વધારે ને વધારે વય ભરાતી જાય છે, તેમ તેમ તેની હયાતિના દહાડા લાંબા થતા જણાય છે ખરા, પરંતુ કોઈ માણસ બસો વર્ષ તો જીવતું રહી શકતું નથી.

માલી આવન દેખકે, કલિયોં કરી પોકાર ;
ફૂલ ફૂલ તુમ ચુન લો, કાલ અમારી બાર !

બાગમાં માળીને આવતો દેખીને ફૂલની કળિયો રડવા લાગી કે, આજે તો તું પાકી રહેલાં ફૂલનેજ તોડી લઇ જાય છે, પરન્તુ આવતી કાલે તો ત્હારે હાથે તોડાઈ જવાની વારી અમારીજ આવવાની છે ! આ જગત્ રૂપી બાગમાં જમડો આવીને આજે તો ઘરડાં ખોખાંને ઉંચકી લઇ જાય છે, પરંતુ જવાન માણસો એટલાંથીજ સમજીને જમનો ધાસ્કો કરે છે, કે એજ પ્રમાણે કાલ ઉઠીને તે આપણને પણ ઉપાડી જ જવાનો છે. તમારૂં પાળેલું પક્ષી ઉડી ગયું ને બીજાએ ઝટ પકડી લીધું; પણ તે બીજો જણ પણ તમે પોતેજ છો; તમારૂં ઉડી ગએલું પક્ષી (આત્મા) તમારૂંજ ઘર (દેહ) શોધતું પાછું આવવાનુંજ છે. કલ્પનાની અદ્દભુત શકિત જાણનારે પોતાના ઘરમાં મૃત્યુ થયાનાં દુઃખનો કોઈ પ્રસંગ આવતાંજ ગભરાઇ જવાની જરૂર નથી, પણ શાંતિથી માત્ર પહેલોજ દિવસ અંતરમાં ઉતારવાની અને બીજે દિવસ દુઃખથી વિરોધી આભાસને રચવાનીજ તજવીજ કરવી. ઉઠમણાને દહાડે અંતરમાં ઉતરી આત્મા તરફ નજર નાખતાંજ પ્રથમ એવું ભાન કરવું જોઈએ, કે મ્હારા પોતાનામાં આ

જાતનું કાંઈએ દુઃખ છેજ નહીં. હું પોતે ખરી રીતે તો સર્વ સુખથી ભરપૂર છું. એટલાજ વિચારના આભાસને કોઈ મનુષ્ય બરાબર જીગરમાં પ્રકટાવે અને તેમાંજ રમ્યા કરે તો ચહારમના દિવસથી તેને પરમ શાંતિનો અનુભવ થયા વિના રહેવાનોજ નથી; અને પછી પડેલાં દુઃખને તમે બંધ બેસતાંજ થઈ જશો. દર સૈકે લગભગ ૩૬૦૦૦૦૦૦૦૦ માણસો મરી જાય છે. એમાંના લગભગ ૨૦ ટકા જેટલાં, એટલે ૭૨૦૦૦૦૦૦૦ માણસો તો પોતે માણસ છે કે કેમ, એવું ભાન પણ પ્રાપ્ત કરવા અગાઉ મરણ પામે છે. આટલાં બધાં મનુષ્યોનું શું થતું હશે? તેનો તમો વિચાર કરો. આમ જલદી મરી જવાને માટેજ જો તેઓ સરજાયેલાં હશે તો જન્મતાંએ શા સારૂ હશે? શું એ કાંઈ કુદ્રતના નિષ્ફળ પ્રયોગો છે? શું તેમને કુદ્રતના કચરાની ટોપલીમાં કચરો ગણીને ફેંકી દેવામાં આવે છે? નહીં. આ તો સૌ માણસોને આ દુનિયાંમાં માત્ર મુસાફર સફરી લેખેજ તે સાહેબે મોકલ્યાં છે, અને જેમ એક સોદાગર પોતાના આડતિયાને વેપાર ધંધાને સારૂ પરદેશ મોકલી તેની સઘળી જરૂરી હાજતો ઉપર તે અહોનિશ નજર રાખતો રહે છે, તેજ ધોરણે, બલ્કે તેથી પણ વિશેષ સંભાળ તે મોટો શેઠ, આપણો માલિક, આ જેહાનમાં મોકલેલાં આપણ આડતિયાંઓની રાખે છે. પોતાના જુવાન બેટાથી જૂદી પડેલી ઘણીક ભોળી માયો એટલું પણ સમજતી નથી, કે આ તો જેવા વાદળાંના રંગ તેવા જગતના ઢંગ છે; ઘડીકવાર બચ્ચાંને કેડ પર લઈ ઉછાળવાનું મળે છે તો ઘડી પછી તેને ટાઢું પડીને પાછું પોતાને માર્ગે લાગતું જોવાનું પણ મળે છે, તોપણ પોતાનાં લાડકવાયાં ફરઝંદના મોતથી વેરાઈ પડીને ઢગલો થઈ જાય છે, તેઓ ભગવતના નિયમોનો ધિક્કારજ કરતી કહેવાશે. ખોટા ને ખ્યાલી વહેમો રાખીને એવી માતાઓ હલાકી ભોગવે, એ તો ઈશ્વરને અન્યાય અને નાખુશજ કરે છે. આપણાં વ્હાલાંના મૃત્યુના બનાવને આપણા મનની એકાગ્રતાથી આપણે કાઢી શકીએ છીએ; એટલુંજ નહીં, પણ બીજાં માણસને ત્યાં મૈયત પ્રસંગે "હાય-હાય કેમ થશે! કયાં જાઉં!" એવાં અકળામણો થતાં હશે તે અકળામણો પણ આપણા મનની એકાગ્રતાથી, મન મોટું કરીને આપણે કાઢી શકીએ. સૂર્યનાં કિરણો છુટાં છવાયાં પડવાથી અગ્નિ ઉત્પન્ન કરી શકાતો નથી, પરંતુ આગ્યા કાચમાં બધાં કિરણો એકઠાં કીધાથી જેમ અગ્નિના તત્વો એક ઠેકાણે જમાવ કરીને અગ્નિ ઉપજાવી શકાય છે, તેમ આપણા ભટકતા વિચારોને એક ગમ એકઠા કરી એકાગ્ર કરવાથી આપણામાં ભારે બળ ઉત્પન્ન થાય છે. જ્યારે એક મોત નિપજે છે ત્યારે માત્ર આપણીજ અશુભ કલ્પનાઓ ઘણાંક સંકટો ઉત્પન્ન કરવા મંડી જાય છે; અને મોતનું દુઃખ જેટલા વજનનું ભારે હોતું નથી તેટલું ભારે આપણે પોતે થઈને તેને વધારી મેલ્યે છિયે. "હાય-હાય! એક મરતાં સરશે

કે જમ પડકશે! હાયરે! ગુણજાણું હતું તેજ ચાલ્યું ગયું. હવે મ્હારી ઉપર વે'લા ધકેલા પડવાના! હવે મ્હારી કેવી દુર્દશા થશે! હવે પછી શું શું વિતશે!" એવા તર્ક વિતર્ક કરીને અને જે આફતો ભવિષ્યના પેટામાં કદાચ નહીં પણ આવવાની હશે, તેને ખેંચી તાણીને આપણા લોક આમંત્રણ કરીને લાંબા દહાડાઓ સૂધી જીવે નસોસ ને નિરાશ પડયાં રહી ઉદ્વેગ સહન કરવાની કલ્પના ને કુતર્કો ચલાવ્યા કરે છે, અને અંતે જોવા જતાં તો બીજાં વ્હાલાંઓ કાંઈ પાંચ દશ કે પંદર પચીશ વર્ષ સૂધી મરતાંએ નથી, ને કોઈ વે'લા વિપત્તિએ પાડતું નથી. "હે ખુદા! તું મ્હારી ચાલ તરફ ના જો, પણ મ્હારા હાલ તરફ જો! હું તો આખે આખો ત્હારે માથે પડેલો છું, અને ત્હારે માથે પડવામાંજ મ્હને મજા છે. સુખમાં કે દુઃખમાં હું ત્હારે માથે પડવાનોજ ધંધો લઈ બેઠો છું." એવી ધીરતાથી બોલજો, પણ મહિને કે વર્ષે રહીને મરવાના ખતરા કે વહેમ વીશે ઠગારા જોશીઓને પૂછશો તેટલું તમને ખૂંચશે. જોશીને મોત જીવન પૂછવાથી દીકરો લાંબા દહાડા જીવવાનો નથી. એવું તેના ટપકા કે જન્મ પત્રિકા ઉપરથી કહી આપે એ જેવું બેવકુફી ભરેલું છે, તેવુંજ તે પૂછનારાં માટે ઘણું શરમીંદગી ભરેલું છે. જે વાત ખામુખા ઇશ્વરે પોતાને હાથ રાખી છે, ને જે વાતનો મર્મ તેણે કોઈપણ માનવીને જણાવ્યો નથી તે વાત જાણવાનો ફાંકો રાખવો એ તો ઈશ્વરી દાવો કીધા બરાબર છે. વિનાશ કરનારી દેવી બોઇવાનીને પણ દયા આવે એવા કાળગરા જાન જાય છે ખરા, પણ તેમને ચાલ્યા જતા કોઈથી રોકી શકાતાજ નથી. આવે ત્યારે તો આનંદ જ આનંદ, ને જાય ત્યારે તો આંસુ જ આંસુ.

ધમન ધમતી રેહ ગઈ, બુઝ ગએ અંગાર;
એરન ઠબકા રેહ ગયા, જબ ઉઠ ચલે લુવાર.

ભઠ્ઠીનો માલિક લુહાર જ્યારે ભઠ્ઠી છોડીને કુચ કરી ગયો ત્યારે તેની ફૂંક ફૂંક કરતી ધમણ બિચારી ફૂંકતી જ બંધ થઈ ગઇ. લુહારે ચાલતા પકડી કે ભઠ્ઠીમાંનો અગ્નિ પણ બાપડો ટાઢો પડી ગયો. માલિક ચાલ્યો ગયો એટલે તેની એરન ઉપરના ધબકારા પણ બંધ પડયા. એ લુહાર તે આપણા શરીરમાં રહેલો શરીરનો માલિક આત્મા છે; અને આત્મા ચાલ્યો ગયો એટલે આપણા શ્વાશોશ્વાશ પણ બંધ પડી જાય છે. અને આત્મા રાજા જ જ્યારે નિકળી નાઠો ત્યારે અંત્તરનો અગ્નિ પણ ઠંડો પડયો, ને નાડીના ચાલુ ધબકારા પણ બંધ પડયા; અને ગમે એવો કિલ્લો (દેહ) મજબુત બાંધ્યો સટો કેદ પડેલો રાજા (જીવ) એકદમ ઉઠીને નાશી છુટો.

ઇરાનના બાદશાહ નૌશીરવાન અદ્દલનું દોખમુ જોવા જ્યારે બગદાદનો ખલીફા હારૂન-અલ-રશીદ ગયો હતો ત્યારે દોખમાનો દરવાજો લોખંડનો દીઠો,

હતો, અને તે ઉપર જર્બફ્તનો પડદો હતો. તે ઉપર ખલીફે દ્રષ્ટિ કરી તો નીચલો લેખ કોતરેલો વંચાયો હતો કેઃ—"**જેવું વાવશે તેવુંજ પામશે.**" લેખ વાંચીને જેવો પડદાને હારૂને હાથ લગાડયો, કે તે પડદો તુર્તજ પુરજે પુરજા થઇ ખાક રાખ થઇ ગયો! દરવાજો ઉઘાડી તે અંદર પેઠો ત્યારે તેને નોશીરવાનનું શરીર અસલ જેવુંજ સલામત અને કાયમ દેખાયું, કેમકે મહા કારીગિરીથી તે બદનમાં ખુશબો ભરેલી હતી. પરંતુ જ્યારે ખલીફાએ તેના કફનને હાથ લગાડયો કે તુર્તજ તમામ કપડાં ખાક થઈને હેઠળ પડયાં, જેથી હારૂને ઉંચી જાતના કિંમતી કપડાં મંગાવી તેનાં શરીર ઉપર ઢાંકયા, તેમજ દરવાજા ઉપર નવીન પડદો કરાવી લટકાવ્યો, અને આખાં દોખમામાં કપૂર, અબીર, તથા બીજી ઉંચી ખુશબોઈ નંખાવી તે જગાને ખુશનુમા કરી. પાદશાહના શરીરમાં કાંઈ ફેરફાર જણાયો નહીં, પણ તેના ઇનશાફી કાન સુફેદ થયેલા જણાયા. અને છેવટે બધું મટોડું થઈ ગએલું દીઠું. આ નામવર પાદશાહનું બુજોગં રૂવાન જોઈને હારૂન પોતાની આંખમાં આંસુ લાવીને કુરાનની એક આયત મોટા અવાજથી ભણ્યો હતો કેઃ—"મેં આ બધું જે કાંઈ જોયું છે, તે ઉપરથી બીજા લોકો જેમને આંખો છે તેમણે ચેતવણી લેવી કે; "**ગમે એવી સંભાળ લ્યો, પણ અંતે તો એજ હાલ સર્વનો છે!**" બાદ મરનેકે મેરે કુચ ખાકબી બચતી નહીં, ફીર ચબાનેકુ મેરે હડાંઆં હોમા લે જાયગા! એજ પ્રમાણે મ્હારા મુવા પછી પણ લગાર મટ્ટી કે લગાર ખાક પણ બચવાની નથી, અને છેવટે તો કદાપિ આ મ્હારાં સ્થુળ શરીરનાં હાકડાં તો હોમા જેવું જાનવર આવીને ખાવાને સારૂ લઈ પણ જશે.

માણસનું મોત જે રીતે આવી પુગે છે તે રીત જો થઇ નહીં હોય, ને જો મોત આવવા વીશેની ખબર અગાઉથી મળતી હોત, તથા ઠગારા જોશીઓ જેમ ભમાવે છે તેમ વર્તારા જોઇ તેઓ તે વીશેની ખરેખરી આગાહી ખાત્રી ભરેલી રીતે જો કહી શકતા હોત, તો જીવતાં માણસની અવસ્થા કેવી થઈ પડત? કાંઇજ નહીં તો ઘણી કંગાલ થઇ પડત. ઇશ્વરને તેઓ છેક વિસારી દેત ને તેઓ એકદમ નાસ્તિક તથા કુફ્ર બની જાત; અને મીનોઇ દુનિયામાં હમેશગીનું જે અમર સુખ મળનાર છે તે ભોગવવાથી પણ બેનસીબ રહેત. ટુંકામાં કહો તો આ દુનિયાનો મામલો કાંઇ ઓર તરેહનો થઈ પડત. પણ નહીં; પરમાત્માએ પોતાનાં અપાર ડહાપણનાં બળે કરીને તેમ થવા દીધું નથી, પરંતુ જન્મ મરણ કરવાનું પોતાનેજ હાથ રાખ્યું છે.

માટે રે બુઢિયા! તમારાં મનમાં એવો જો કોઇએ ખ્યાલ હોય તો તે તુરત દૂર કરી તમારૂં મન મોકળું કરો. તમે એવા બેહુદા ખ્યાલ જેમ જેમ લાંબો વખત તમારાં મનમાં રાખી મુકશો તેમ તેમ તમો તે સાહેબનાં વધારે

તકશીરવાર થશો, અને તેની મોટી શિક્ષા તમને એજ થશે, કે તમારી જીંદગીના બાકી રહેલા દહાડા, જોઈતાં સુખ ચેનમાં ભોગવવાને બદલે તમે સર્વદા દુઃખી, પીડાયેલાં ને ચિંતાતુર રહેશો. કારણ કે આપણી લાગણીઓ અને જુસ્સાઓનું વહાન તે આપણું-કામ શરીર છે, જેને Astral body કહેવામાં આવે છે. એને લીધે આપણે જીવતાંઓ ખુશાલ હોઈએ તે જાણીને મુવેલાંઓ પણ ખુશાલ રહે છે, અને આપણે જીવતી જીંદગીમાં ગમગીન ને ઉદાસ હોઈએ તો તે પણ જોઇને જીવતાં વ્હાલાંઓ તેમજ મુવેલાં પ્યારાંઓ નાખુશ થાય છે. માટે જોશી બ્રાહ્મણના કહેવાથીજ નહીં, પણ કોઈ અપશુકનની ખબરથી પણ તમારા જીવને મોતનો ઇસારો કરી સંતાપિત રહેશો મા. યુલિસીસની માવતર ઑટોલીસાને કોઇએ ખોટી ખબર આપી કે, તેનો પુત્ર મરણ પામ્યો છે. આ નિરાશી ભરેલી ખબર સાંભળીને માતાએ ફાંસો ખાઈને પોતાના પ્રાણનો નિસાસાથી ત્યાગ કર્યો હતો. મોતના ભય આપવા, મોતની ખોટી ખબરો આપવી, અને મોતની આગાહી ઉતાવળે જણાવવી, એ ઘણાંજ ભયંકર પરિણામો લાવે છે. માટે મૃત્યુની વાતનું હસવાનું કરવું એ પણ ગંભીર ગુન્હા થઈ પડે છે. વિજલીને ગુલામડી બનાવનારા એડિશને જ્યારે ફોનોગ્રાફની પહેલ વહેલી શોધ કીધી ત્યારે તેણે સંસારને તુચ્છ કહેનારા, જગતની માયા જૂઠી કહેનારા, અને ઇશ્વર વિષે મોટી મોટી વાતો કરનારા પોતાના એક મિત્રને પોતાને ત્યાં પરોણા લેખે આમંત્રણ કર્યું હતું. મૂળે તો એડિશનનો સ્વભાવ ટિખલી ને મશ્કરો હતો, તેમાં વળી તેણે જે ઓરડામાં પેલા પરોણાને ઉતારો આપ્યો હતો તે ઓરડામાં એક ઘડિયાળની જોડાજોડ પેલો તૂર્તનો શોધેલો ફોનોગ્રાફ સિફતથી ગોઠવ્યો. રાત્રિ પડતાં અગિયારેક કલાકના સુમારે તે પરોણો સુવાના ઓરડામાં દાખલ થયો, પોઢી સુવાનો વાગો બદલ્યો, એટલામાં ઘડિયાળમાં ૧૧ ની ટકોરી વાગી. ૧૧ વાગી રહ્યા કે તુર્તજ એક ગેબી અવાજ સંભળાયો. "અગિયાર તો વાગા અને હવે તો માત્ર એકજ કલાક ત્હારો બાકી રહ્યો!" બિકણ પરોણો એકલો ને એકલો ગભરાટમાં આખે ઓરડે ફરી ફરીને તપાસવા લાગ્યો, પણ કંઈ જીવ ઠરે એવું જણાયું નહીં. હવે વાગ્યા બાર. બારનો ટકોરો પૂરો થતાંજ અવાજ નિકળ્યો કેઃ—"હવે તો બાર વાગી ચૂકયા! હે અલ્યા! તું હવે મોતની તૈયારી ઝડપથી કર!" "બાઈ જોવ! આ કોઈ દૂતનો અવાજ છે! શું મરતી વખ્તે મ્હારા આગળ પણ કોઈ નહીં!" આવી ચીશ મૂકીને બારીમાંથી નાઠો, અને એડીશનના પાસાંમાં ભરાઇ જઈ સ્તબ્ધ થઈ કલાક વેર મૂગો પડી રહ્યો! જગત મિથ્યા કહેનારાની આવી દશા જોઈ એડીશન હસવા લાગ્યો, પેલાની પ્રકૃતિ લથડી પડી, અને જ્યારથી આ જીવલેણ મશ્કરીનું કારણ તે સમજ્યો ત્યારથી તેણે એડીશનનું મ્હોં પણ જોયું નથી. જૂઓ આ

સંસાર કેવો છે? શું સ્વપ્ના સરખો નથી લાગતો? સંસાર મિથ્યા કહેનારા પણ મોતથી કેવા ભડકે છે! કાંકે મોત કોઈનેજ છોડતું નથી, શું શ્રીમંત કે શું ફકીરને. દુનિઆની માયા અને સંસારનો રસ એવોજ છે.

સેજ તળાઈ વિના સૂતો નહિ, તે કરતો હુનર હુન્નર;
ઓ'ળી ઓ'ળીને બાળશે, જેમ લોહ્ ગાળે લુવાર રે!
પ્રાણીઆ ભજી લેને કિરતાર, આતો સ્વપ્નું છે સંસાર.
સ્મશાન જઇને ચેહ ખડકી, તે ઉપર કાષ્ટનો ભાર;
અગ્નિ મૂકીને અળગાં રહે, પછી અંગે ઝરે અંગાર રે!
પ્રાણિયા ભજી લેને કિરતાર, આતો સ્વપ્નું છે સંસાર.
સ્નાન કરવા સૌ ચાલીયાં, મળી નર સઘળા ને નાર;
ભોજો ભગત કહે દશ દહાડા રહીને, વળતી મુકયો વિસારરે!
પ્રાણીઆ ભજી લેને કિરતાર, આતો સ્વપ્નું છે સંસાર.

મનુષ્ય જ્યારે માત્ર એકજ મોતના ગમનો અનુભવ કરે છે, ત્યારેજ તેને પાછળથી મળતાં બહુજ થોડાં પણ સુખનો રસભર્યો અનુભવ તે લઇ શકે છે. મોતના ઘા વા વાગી ચૂકયા નથી, એવા માણસો પહેલું મોત દેખતાંજ આ દુન્યાથીજ જાણે બદલાઇ જાય છે. કારણ કે, તાપથી તપેલાં મનુષ્યનેજ ઝાડની છાયા વિશ્રાંતિ આપે, પણ જેણે વૃક્ષના શીતળ વાસમાં વાસો કર્યો છે, તેને વૃક્ષ બહાર તાપમાં વિરામ કેમે કરીને મળે? મોતની સમીપ આવતા, અને આલોક સાથનો પોતાનો છેલ્લો હિસાબ ચૂકતે કરવાની અણિ ઉપર આવેલા માણસે તો આ સંસારની મોજ મજાઓ અને ગડબડ સડબડમાંથી ધીમે ધીમે બહાર નિકળતા જવું, અને નિરંતર શાંતિના વિષે વારંવાર વિચાર ચલાવવો, અને મોતને માટે તૈયારી રાખવી, એના જેવું વાજબી બીજું કાંઈજ નથી. વળી વધારે વાજબી તો એ છે, કે પેલી જેહાંનની સુંદર હાલત માટે આ જેહાંનમાં સુંદર નામ અને સુંદર કામ પાછળ મેલી જવામાં જેટલું બન્ને જેહાંનમાં સુખ દેખાય છે, તેટલું કરોડો રૂપ્યા અને સાહેબીમાં દેખાતું નથી. સબબ મોતના ડરને બીહુને અનિષ્ટ કાંઇ પણ ના કરવું. Through fear of the tiger he took a master, and lo! the master was worse than the tiger. મિત્રો પછી મિત્રોને ચાલતા થતા જોઇને, ભાઈ પછી ભાઈ, અને બ્હેનની પાછળ બ્હેનને ચાલી જતી જોઈને એટલોજ સધિયારો લેવો કે, હું તે વળી કેટલુંક જીવવાનો છું! મ્હારી બ્હેનની પાછળ, મ્હારો પણ વખત ભરાયાથી હું પણ તેને જઈ મળવા વિના રહેનાર નથી, એવું મન મોટું કરીને જીવ ઠેરવવો.

સંગી હમારે ચલ ગયે, હમભી જાને હાર;
કાગજમેં કછુ બાકી હુયે, તાસે લગી હે બાર.

મ્હારાં તો બધાં સગાં વ્હાલાં સૌ ચાલ્યાં ગયાં છે, અને મ્હારે પણ એક દિવસે તેમની પાછળ જવું તો છેજ, પરંતુ જન્મોત્રમાં લખ્યું છે કે; "**થોડીકવાર બાકી છે, તેથીજ લગાર ઢીલ થઇ છે!**" જેમને મૃત્યુની ભિતી વિશેષ લાગતી હોય છે તેમના મન-સ્મરણમાંથી મોતના કલ્પિત દેખાવો પણ ઝટ નિકળવા પામતા નથી. "ન કરે નારાયણ ને મ્હારો ભાઇ મરી જશે તો હું કેવા કેવા જોખમોમાં ઉતરી પડીશ! રખેને મ્હારી ઘર રાખુ, ઘરનું ઢાંકણુ, ઘરનો પ્રધાન, મ્હારી ભલી સ્ત્રી મરી જાય, ત્યારે હું તો રખડીજ મૂઓ! હું તો રવડીજ જઉં!" મોત વીશેની આવી કલ્પિત ધકના અને ખોટી દેહસત નહીં છતાં મોતને જન્મ આપે છે. ઘણાં અસાસતાં માણસો મોતનાં ડાચાંમાં રખેને હું કે મ્હારૂં વ્હાલું જઈ પડયે, એવા ધાસ્કા રાખવાથીજ વારંવાર મૃત્યુના ભોગ થઇ પડે છે. નાગ રખેને ડંશ મારે એવી ચાલુ ભિતીથી દોરડી દેખીને ઘણાકો એવા ગભરાઈ જાય છે કે, જીવ લઇને નાશવા જતાં ખડડામાં કે કૂપમાં પડી વગર મોતનાં મોત નિપજાવે છે. ઇ૦ સ૦ પૃ. ૫૦૦ વર્ષ ઉપર થઈ ગએલા ફીલસુફ હેરેકલીટસને માણુસોની આવી આવી મૂર્ખતા જોઈને પણ શોક થતો ને આંખમાં આંસુ આવી જતાં હતાં. ભાઇઓ ને બ્હેનો! મ્હારી આટલી વિનંતિ ઉપર સારી પેઠે ચીત્ત ચોંટાડજો, કે મોતમાંથી બચાવવાની યુક્તિઓ કહેનારાંને તમે ઠગબાજી સમજીને મોત માટે તૈયારજ થાવ. તૈયાર થાવ એટલે? એટલે કે **ઓમર ખયામે** કહી છે તે તૈયારી કરો. "આ દુનિયામાંથી હું ચાલ્યો જનાર છું, પણ તે એકજ વખત. એટલા સારૂ હું જીવતાં કે મૂઆં બન્નેને જો હું મ્હારા તરફથી કાંઈ પણ માયા મહેરબાની કે દીલલગી બતાવું, અથવા તેમના હકકમાં હું કાંઈ પણ ભલું કામ કરૂં તો તે મ્હને હમણા ને હમણાજ કરવા દો, કાંકે **આ રસ્તેથી હું ફરી બીજી વાર પસાર** થનાર નથી!" બીજું તો એ, કે મૂઆં પાછળ તમે ભૂંડું બોલવું કે ચિંતવું તર્કજ કરજો. તા દેબેનઓતા મર્ષામ હુજયાતેઈશ અમેરેતાતસ્ચા. ઓ દુઃખના દેનારા ધૂતારાઓ! અમારી જીંદગીનાં તકલીફી સુખો સારૂ, તેમજ અમારી અમર કાયા કરવાની તમે અમોને ભૂલથાપ આપી ખોટું ખોટું સમજાવો છો, તેથી અમારાં મન બગડે છે. અમે મૂએલાંને નિંદનારાં નથી.

મુએલાં માટે સારૂંજ બોલજો. મુવા પછાડી એક પણ નઠારૂં બોલવું ખુદા ખમતો નથી. પરંતુ જીવતાંને પણ સારૂંજ બોલો તો તમારું સારૂંજ થશે. દરગુજર કરતાં શીખો. ઘણુંજ દરગુજર કરતાં શીખો. હલકા માણુસની નઠારી વર્તણુક વખતે તો વધારેજ દરગુજરી રાખજો, પરન્તુ મૂએલો જાણીને પડેલા મુસાફરનો માલ દરગુજર કરતાં શિખશો તો તમે પણ ભલું મરી જાણ્યું એમ કહેવાશે. પ્રાચીન કાળમાં ઈંગ્લંડનો રાજા થનારો **આર્થગેલો** લાંબો વખત સૂધી કોઇને

પણ માલુમ ન પડવાથી ઇલીડચોર નામનો રાજા તખ્તે બેઠો હતો. તે પોતાના વડા ભાઇની ગાદી ઉપર રાજા થઇને બેઠો હતો. એવું માનીને, કે વડો ભાઈ આર્થ ગેલો મરી ગયો છે! પણ લાંબા વખતના દેશનિકાલ પછી જેવો વડો ભાઈ ઇંગ્લંડ પાછો ફર્યો, તેવોજ તે ન્હાનો ભાઈ એકદમ તખ્ત ઉપરથી ઉઠી ગયો, ને પોતાની રાજગાદી વડા ભાઇને સ્વાધીન કીધી, અને બોલ્યો હતો કે; "જન્મવું અને મરવું મ્હને તેમ મ્હારા ભાઇને પણ એકજ વાર સરજેલું છે!"

હમે મર્ગરા ઇંમ તા ઝાદે ઈમ; બ બીચારગી તન બદુ દાદે ઈમ.

ન હર કસ કે શુદ પાદશાહી બે બુર્દ; બેરફ્તો બુઝોર્ગી કસીરા સીપુર્દ.

જ્યારથી આપણ સર્વ ભાઈઓએ માયને પેટે જન્મ લીધો છે ત્યારથીજ મૃત્યુના મૂખમાં જવાની આપણે તૈયારી કરીજ રાખી છે આપણો આ દેહ તો કાળના ડાચાંમાં કોળિયો થઈ રહેવાનેજ બનાવી રાખેલો છે. શું કોઇ પણ પાદશાહ એવો થયો છે? કે પોતાની બાદશાહી પણ ગેહાન ઉપર મૂકીને સાથે સાથે ઉડાવીને ચાલ્યો છે? કોઇજ નહીં. એક બાપ મરતાંની સાથેજ પોતાનો બાદશાહી રાજદંડ તો બેટાને કે બેગાનાને સ્વાધીન કરીનેજ ગયો હોય છે. કેટલાક નિર્દોષ જવાનોને મરવા અગાઉ મેં બોલતાં સાંભળ્યા છે કે; "મ્હને પકડી રાખો, મ્હને બીક લાગે છે!" માટે એટલોજ સધિયારો લેવો કે; "**ખુદા છે એટલુંજ બસ છે.**" અને એજ દિલાસો પૂરતો છે. પ્રીથર્ચ વંશનો મુદ્રાલેખ પણ એજ છે. હે મોત! મોત! તું આવે ત્યારે બિહામણું અને ભયંકર સ્વરૂપ લઈને નહીં આવ! જોન બન્કલની જીંદગી વિલક્ષણ હતી. પરણવા માટે એનો હાથ ઘણો ચમત્કારિક લેખાતો. તે પૈસે પૈસે ખુવાર થયો, ને સાત સાત વાર પરણ્યો, પરંતુ લગ્ન પછી તેની દરેક પ્રીયા ભર યુવાવસ્થામાંજ મરણ પામ્યા કરતી! દરેક બાયડીના મરણ વખતે તે ૨–૩ દહાડા શોકાતુર રહેતો; પછી "**જેમ કાંઈ ખુદાને ગમ્યું એમ ખરૂં!**" આમ બોલીને ફરી પરણતો, અને મોતને બિહામણું રૂપ નહીં આપતાં સંતોષ પકડતો હોવાથી સુખી રહેતો હતો. માણસ ને માણસ જાય ને વળી દોલત જાય છતાં જેમની વૃત્તિઓ સંતોષ જેવાં અમૃતથી કરીને તર થઇ ગએલી છે, અને જેઓ ઠરેલા જીવનાં શાંત ચિતવાળાં આદમીઓ છે, તેઓ પૈસાનાં કે વ્હાલાંઓનાં સુખોનો જે અનુભવ કરે છે, તે સુખો પૈસા કે માણસ ગુમાવ્યાનાં જરા જેટલાં દુઃખમાં અહીં તહીં વળખાં મારનારાં, હાય હાય કરનારાં માણસોને નથીજ મળતાં. વગર હાંસલનો શોક અને શ્રમ પકડવો મિથ્યાજ છે.

કસ ન તવાંનદ ગીરફ્તા, દામને દૌલત બ ઝૂર;

કુશીશ બી ફાયદે અસ્ત, વસમે બર અબ્રુએ કૂર.

દૌલતની દામનને જોરાવરીથી કોઇ પકડી શકતું નથી. એક આંધળાનાં

ભવાંને વશમો લગાડવો, એટલે રંગ લગાડવો તે વગર હાંસલે શ્રમ લીધા બરાબર છે. એટલા માટે જે માણસ પોતાના વિચારો વડે ગમે એવી દુ:ખની સ્થિતિમાં પણ આનંદ ભોગવવાને સમર્થ છે, તેજ માણસ મોતમાં પણ સુખનોજ માલીક થાય છે. બીજા તો ભલે કરોડો રૂપૈયાના ઢગલામાં આળોટતા હોય, તોપણ મૃત્યુ વખતે તેઓ ફેંસલાઇને દુ:ખીજ થઈ પડે છે. મન જેને સાચું માને છે, તેનાથીજ તેને સુખ દુ:ખનો અનુભવ થાય છે. ગમે એવી પૈસા વગરની હાલતમાં પણ સબુરીવાળા મહાન વર્ડસવર્થ મરતાં મરતાં બોલ્યા હતા કે; "વ્હાલાંઓ ! ખુદા તમારૂં કલ્યાણ કરો ! એ કોણ ? ડોરા છે કે ?" એટલું શાન્તિથી બોલતાંજ તેની આંખ મિચાઈ ગઇ હતી.

"હાય ! દુનિયા સરાએ ફાની હય, મૌત એક રોજ સબકો આતી હય.
લગ ચુકા ઈસ જેહાનસે ટાંડા; અબ ન ઉમ્મીદે જીન્દગાની હય.
ઉઠ ગયા મેરે નામકા દાના; હય તો દો ચાર ઘુટ પાની હય."

અલ્લા યાર હુએ, તો બેડા પાર હુએ. ખુદા તમારા અપરાધો તરફ જોયા કરતા નથી, પણ તમારાં ભલાં કામો તરફ તો ટીકી ટીકીનેજ જૂએ છે. તમારાં સુખો તરફ તેઓ શ્રી બાડી આંખે જૂએ છે, પણ તમારાં દુ:ખો તરફ તો તેની માયાળુ આંખો સદાકાળ ખુલ્લીજ હોય છે. મોતનાં વમાસણો અને વિચારો તે કેટલાક કરશો ? ઇ૦ સ૦ ૧૮૭૫ થી ૧૮૮૪ સુધીમાં ભયંકર દુષ્કાળમાં મુંબઇ ઇલાકામાં બાર લાખ, હૈદ્રાબાદમાં એંસી હજાર, અયોધ્યા અને ઉત્તર પશ્ચિમમાં તેર લાખ, મદ્રાસમાં ૩૫ લાખ, માઈસોરમાં ૧૧ લાખ, અને બધાં મળીને આશરે ૬૮ લાખ માણસો મરણ પામ્યાં ત્યારે, તથા ઈશ્વર ઇચ્છાએ મરકી અને ઈન્ફ્લુએન્ઝામાં ૧ કરોડ હિંદીવાનો મૂઆ ત્યારે, દુ:ખી થઇ પડેલાં જીવતાંઓ પ્રભુને દોષ દેવા લાગ્યાં, પરંતુ લાખો સ્ત્રીઓ જર્મન કૈયસરના ઝોહાકી દોરથી વિધવા થઈ, કરોડો માણસો સબડતાં થઈ ગયાં, લાખો લાખ બચ્ચાં માબાપ વગરનાં થઈ પડયાં, તેનો દોષ પણ શું તમો પ્રભુનેજ દેશો ? આમ છતાં પણ આપણે તો, **તેમ ને સ્તઓતાદશિ નેમંઘહો આ વીવરેષો**—જયારે આપણી ઉપર કાંઇ પણ બલા આવી પડે છે ત્યારે પાછાં ને પાછાં ઈશ્વરિ ભજનો ગાઇને ઇશ્વરની યાદ કરવાને ઈચ્છિયે છિયે ! કેમકે, આપણું શરીર જે જે તત્વોથી ઘડાએલું છે, તે તે તત્વોના સઘળા અવયવોનું જોડાણ આપણને એવું લાગે છે કે, એઓ એક બીજાથી જૂદાં પડશેજ નહીં, અને આપણે તો જીવ્યાજ કરવાનું હોય નહીં શું, તેમ આપણ સર્વ કોઈ મોત થકી નભરવશ રહ્યે છિયે; પરંતુ વાયુ તત્વ વાયુમાં, મિટ્ટી તત્વ મિટ્ટીમાં, અગ્નિ તત્વ અગ્નિમાં, અને પાણી તત્વ પાણીમાં પાછાં એકરસ થઈ જવાની

ઉતાવળમાં પડયાં હતાં, ત્યારે આપણું પોતાનું તત્વ જે **આત્મા** તે તો પોતાનાં કાર્યમાં, અંતની ઘડી સૂધી પોતાના કાર્યક્રમમાંજ મચેલો પચેલો રહ્યો હતો. જયારે મરણ આવ્યું ત્યારે તેનો ધાસ્કો આપણુ મરનારાંને જેટલો ધ્રુજાવી મારતો નથી, તેટલો ઉપરવાળાં જીવતાંઓનું કાળજું બાળી બાળીને પેટમાં ઉણું લગાડયા કરે છે. માતાના પેટમાં સાંકડા અંધીખાનામાં ૯ મહિના જે ભયંકર ત્રાસ થાય છે તે કોઈ જોઈ કે જાણી શકતું નથી, તેમજ મરતો માણુસ કેવી કેવી પોતાની ગીરોગાંનીમાં ત્રાસ અને નહીં ખમી શકાય એવાં દુઃખ દર્દ ભોગવે છે, તે પણ જીવતાંઓ જોઇ જાણી શકતાં નથી; તો પણ બન્ને સ્થિતિ બેભાન અવસ્થામાં થતી હોવાથી- તેનાં ઝાઝાં દુઃખ લાગતાં નથી, અને બન્ને સ્થિતિમાં પોતાના મહાન બાપનીજ યાદમાં આત્માનું તો રટણ ચાલે છે. જે કોઈ જેનો અંશ હોય તે પોતાનાં દુઃખના સમયમાં પણ તેનેજ પ્યારૂં ગણે ને તેનેજ ભજે.

જો જાહિંકો અંશ હોઈ, તાહિ ભજે વૈ તેહ;
બચ્છ ન ચ્યોંખે મહિસી જયોં, મહિસ ન ગોપય નેહ.

પાડાને અને વાછરડાને બેઉને એકઠા બાંધ્યા હોય તો પણ જયારે ધાવવા છુટે ત્યારે, જો કે ગાય અને ભેંસ જોડે જોડે બાંધેલાં હોય તોય પણ પોત પોતાની માતાનેજ ધાવવા મંડી જશે; કેમકે તે તેમના અંશ છે. સામ સામી હેત તો તેઓ લાવેજ નહીં. ગાયને **ભકિત** ગણો ને ભેંસને **માયા** ગણો તો તમને **મોહમાયા** અને ઇશ્વર ઉપર આસ્થાની સમજ ઝટ પડી જશે, અને જેણે આપ્યું તેણે લઈ લીધું તેનો સંતાપ ઓછોજ થશે. એટલા માટેજ ફ્રેન્કલીન મરતી કાળે બોલ્યા કે; "ગમે એટલી હળદેસરી કરી જીવતો માણુસ મહેલો બાંધે, પણ મરતો માણુસ કાંઇએ ચીજ સગવડ ભરેલી કરી શકતો નથી."

માટી કેરા પૂતલા, "માણુસ" ધરિયા નામ;
દીન દો ચાર કે કારને, ફીર ફીર રોકે ઠામ.

મટોડીનું બનેલું જે એક હાંલ્લું છે, તેણે **માણુસ** એવું પ્રૌઢ નામ ધારણ કર્યું છે, અને જોકે આ જગતમાં તો તે ત્રણ પાંચ દહાડાનું મુસાફર છે, તોપણ જાણે કાંઈ હજારો વર્ષ વેર અહિયાંજ રહી થાકવાનું હોય તેવી રીતે ઠેક ઠેકાણે હવેલીઓ ને ચાલીઓ બાંધ્યોજ જાય છે, અને છેવટના દહાડાનો ખ્યાલ કરતું નથી, તો એના જેવું અજબ જેવું બીજું શું હોય ? **ચીન**માં તો વહેલાં જેઓ નહીં મરે અને જીંદગી લંબાવ્યા કરે તેનેજ ઘણું માન આપવામાં આવે છે. એક વાર એક ચીનીબાઇ પોતાના દૌત્રના પૌત્રને જોવા જીવી, અને છ પેઢીનાં બચ્ચાંને

રમાડવા લાગી ત્યારે ખુદ ચીનના શહેનશાહે તેણી ઉપર મુબારકબાદીનો પત્ર લખી તેણીની ઈજ્જત વધારી હતી. ચીનાઓ કહે છે કે; "ઘણું જીવો ને દુનિયાંથી કંટાળો ના." મેં એક ફ્રેન્ચ પ્રોફેસરના અવલોકન વીશે કેઠે વાંચ્યું છે કે, તેણે મૂએલાં એક હજાર માણુસની ખોપરીઓનું સંગ્રહસ્થાન બનાવી રાખી તે ઉપર એવું એક બોર્ડ માર્યું હતું કે; "ઘણાં મરતાં જૂઓ. તમારી તૈયારીમાં રહો. આટલી બધી ખોપરીવાળાં મડદાં મેં દીઠાં છે, અને મોત દેખીને મ્હારી છાતી ઘાડી થઈ ચુકી છે! ભલાં કાર્યો મોતને પણ રસમય બનાવે છે!" ફીરદુશી પણ તમને આમજ કહે છે કે;

ચે અફસર નેહી બર સરત ગરચે તર્ગ; બરૂ બોગઝરદ ચંગો દંદાંને મર્ગ.
બ નેકી બે બાયદ તન આરાસ્તન; કે નેકી નશાયદ ઝે કસ ખાસ્તન.
મ જૂઈયદ અઝીન રફ્તન આઝારે મન; કે રોશન શવદ રાહે દીદારે મન.

હે બંદા! ત્હારાં મસ્તક ઉપર રત્નજડિત રાજમુગટ મૂક અથવા તો ભારે વજનની લોખંડી કોલાહ મૂક, પરન્તુ મૃત્યુના જોરાવર પંજા અને ધારવાળા દાંતો આગળ તે મુગટ કે કોલાહ ત્હારો કશો પણ બચાવ કરી શકનાર નથી. ભલી ભલાઈ અને રૂડાં નેકીનાં કામોથીજ તું સજ થા, કાંકે મૃત્યુનો પંજો પણ ત્હારી નેકીને અજમાવી શકનાર નથી. મોતના પ્રસંગે કાંઈ સાધારણ બનાવ બન્યો છે, એવો જો માણુસ વિચાર કરે છે, અથવા મોતને આવકાર આપે છે, તો તે પણ તેવોજ થઈ જાય છે. એક બાળક પડી ગયું હોય અને તેની માતા જો "કંઈ વાગ્યુંજ નથી!" એમ કહી તે બાળકના વિચાર ફેરવી શકે, તો તે બાળકને આમજ ભાસે છે કે, તેને કંઈ વાગ્યુંજ નથી. મોત પ્રસંગે ડાહી સ્ત્રીઓ જે ધૈર્યતા ને જે સાવચેતી રાખે છે તે ભાયડાઓથી પણ રાખી શકાતી નથી.

જન અવગુણ મન વસે ન વિઠ્ઠલ, અંતરમાં અતિ પ્રિતી;
જ્યમ સુતના અપરાધ ન ભાસે, અબળાની એ રીતી;
દોષ તણા ગુણ સમજે સામા, વિદુર ત્રિયાની નિતીરે!

હે માનવીઓ! ઈશ્વર કનેથી તમે જો બહુજ માંગશો તો તે બહુજ દૂર જશે; પણ તમે જેનાથી ઘણાંજ દૂર રહેવા માંગશો તે આગળ આવીને ઉભું રહેશે. માંગે સો આઘે, ને ત્યાગે સો આગે. પ્રભુ પાસેથી પહેલાં તમને બેમાંથી શું જોઈએ? સુખ કે દુઃખ? દુઃખ માંગો તો પાછળથી સુખ ભોગવશો. જેઓ મોત માંગે છે તેનું આવતું નથી અને જેઓ જીવવાનેજ તળશે છે તેઓ બોલ બોલતાંજ મરી જાય છે. એક ફકીર પવિત્ર કાબાની દેવડીના ઉંબર ઉપર માથું મૂકીને અલ્લાતાલાની આજીજી કરીને કહેવા લાગ્યોઃ—"ઓ બક્ષેશના કરનારા! મહેરબાનીના કરનારા પરવરદેગાર! તું મ્હારી હકીકત તો જાણે છે, કે મ્હારા

જેવા કમીના અને જાહેલથી તો કાંઇજ બની શકતું નથી. ત્હારી સેવા સંબંધે મ્હારાથી જે કસુર થઇ છે, ત્હારી ભકિત અને બંદગી વિષે મ્હારી જે તકશીર થઈ છે, તેને માટે હું તો આજેજી કરવાને આવ્યો છું, કાંકે ભકિતના બદલામાં હું કાંઈ ત્હારાથી વિશેષ મદદ માગતો નથી, પણ મોતજ માગું છું.

ઓઝરે તકસીરે ખીદમત આવોર્દેમ; કે નદારમ બ તાઅત એસ્તેજહાર.

આસીઆં અઝ ગુનાહ તોબે કુનન્દ, આરેફાં અઝ એબાદત એસ્તેગ્ફાર.

ભકત લોકો પોતાની ભકિતનો બદલો માગે, અને વેપારી લોકો પોતાના માલની કિંમત માગે, તેમજ હું આશાવંતો બંદો ત્હારી ઉમેદ ઉપર આવેલો છું. હું કાંઈ સાથે બંદગી તો લાવ્યો નથી. હું તો ત્હારી આગળ ભિખ માગવાને આવ્યો છું, હું વેપાર કરવા તો આવ્યોજ નથી, કેમકે હું મોત માંગતો આવ્યો છું હે માલેક! જે સલુક કરવાને તું લાયક છે, તે સલુક મજ સાથે કર, મ્હારાં કૃત્યો કે કર્મો તરફ નહીં જો! મ્હારા હાલ તરફ જો, મ્હારી ચાલ તરફ ના જો! અને બસ હવે મ્હને આ જંજાળી જેહાનમાંથી છુટો કર!

ગર કુશી વર જોરમ બખશી રૂએઓ સર બર આસ્તાંનમ:

બંદેરા ફરમાં નબાશદ હરચે ફરમાઈ બરઆંનમ.

ઓ સાહેબ! તું અગર મ્હને મારે કે તારે, ગમે તે કરે, પરંતુ મેં તો મ્હારૂં માથું તથા મોઢું ત્હારી દરઘા ઉપર ધર્યું છે. બંદો કાંઈ ત્હારા ઉપર હુકમ ચલાવવા માંગતો નથી. તોબા! તોબા! હું તો તું સાહેબ જે કાંઇ દુઃખ સુખ ફરમાવશે તે ઉપર હજીએ રાજીજ રહીશ." આપણી વૃત્તિમાંથી મોત વિષેનું ભાન, એટલે મરવાના વિચાર, નિકળી જાય છે, તો સુખ દુઃખની લાગણીઓજ મંદ પડી જાય છે. તમને એક સાપ કે એક વિંછુ કરડે, પણ જો તેનું તમને ભાનજ નહીં થાય, એટલે કે, સાપે ડંશ માર્યો છે કિંવા વિંછી કરડયો છે, એવો તમને મનમાં વિચારજ ન આવે તો સાપ કે વિંછીનું તમને કરડવું અથવા ન કરડવું બન્ને સરખુંજ છે. મનમાં મોતનાજ ધાસ્કા રાખશો તો મોતનાજ સ્વપ્ના પણ દેખાશે. બિલાડીને તો સ્વપ્ના પણ ઉંદરનાજ આવે. માટે વમાસણ બદલો. કહેવત છે કે, દુઃખના વિચારો આવે તો બીજે ગામ ચાલો! જેઓ વિચારોને બદલી શકવાની તાકાત ધરાવે છે, તેઓ અનંત દુઃખના વિચારોને પણ ઝટ ફેરવી શકે છે. જેઓ દુઃખના ખ્યાલોને સુખના વિચારોમાં ફેરવી શકશે તેઓ બહારના લોકોને કદાપિ દુઃખી દેખાશે, પણ અંતરમાં તેઓ તો સુખમાંજ રહી શકશે. મરતો માણુસ પણ મરતી ઘડીએ આ સંસારની માયાનો અને આ ખાકી ક્ષિપત વતનનો ખ્યાલ છોડી દઇ, તે મીનોઇ વતનનોજ વિચાર કરી છાતી

ઠોકીને ત્યાં ચાલ્યો જવાની ઇચ્છા કરે તો મત્યુનો ડર તેને જરાએ ન લાગે.

હમ વાસી વહાં દેશ કે, જહાં અવિનાશી કી આન;
સુખ દુઃખ તહાં વ્યાપે નહિ, સબ દિન એક સમાન.

હવે તો હું મ્હારાં તેજ વતનનો વતની બની ગયો છું, કે જ્યાં મરવાનું બાકી રહ્યુંજ નથી. જ્યાં અમરગી વિના ફના કે નાશ જેવું કાંઈ છેજ નહીં. ત્યાં તો જીવતાંનું સુખ કિંવાં મુઆં તેનું દુઃખ એવું કશુંએ નથી. દરેક દહાડો મુઆ પછી તો આનંદનોજ હોય છે, એમ તમારે ખાતર જમાથી માની લેવું. પતંગિયાંઓને દીવાની દાહ કે અગન લાગતી હોય તો દીવામાં ઝિંપલાવે ખરાં કે? મીણુ પણ જો જાણુત કે આંકડીમાં પરોવેલા ગલના આહાર કરતાં મરી જઇશ તો તે ખાવા દોડત કે? તમો માનવીઓ તો માયાને વળગી રહો છો, અને વ્હાલાંના મોતથી હરણુ ફાડ રડો છો, તો ઇશ્વરની દરઘા માટે તમારાથી બંદોબસ્ત કેમ થઈ શકે? દોલત ને વ્હાલાં ખેશીઓને તો છોડવા ગમતું નથી, પણ ઉલટા દુષ્ટ કર્મો કરી તેમાં વધારો માગો છો, તો ઈશ્વરને ત્યાંનો બંદોબસ્ત કેમ કરો? પાંડવ કૌરવના યુધ્ધ વખતે પાંડવ પક્ષ તરફથી અર્જુને કૃષ્ણુની ભકિત કરી કે; "અમોને જય આપજે!" અને કૌરવ તરફથી કૌરવ પક્ષને જય આપવા કૃષ્ણુની ભકિત દુર્યોધને કરી, પરંતુ દુર્યોધનની આ ભકિત સ્વાર્થિ હોવાથી ઇશ્વરે તે કબુલ નહીં કીધી; કેમકે સુખમાં તે ઇશ્વરને તો ભૂલીજ ગયો હતો, ને દુઃખ પડયું ત્યારેજ ઈશ્વરની મદદ માંગવા લાગ્યો. જ્યારે અર્જુન તો સુખમાંએ તેને ભૂલ્યો ન હતો. ખજાં અને ખતીજા બન્ને દેરાણી જેઠાણી રંડાયેલીઓ હતી. પોત પોતાના ધણીની મીલકતનો ભાગ માંગવા કાજીની અદાલતમાં બન્નેને દેવડીએ ચઢવું પડયું. કાજીની આગળ મુકદમાની તપાસ ચાલવા લાગી ત્યારે ખજાં તો "અલ્લા-અલ્લા મોત આપ! અલ્લા-અલ્લા મોત આપ!" એમ ઈશ્વરનું નામ આખો વખત લઈને, સામેવાળીના દુઃખે કરીને મોત માંગવાનું ડોળ કરતી હતી. અને ખતીજા તો ખુશ મીજાજથી પોતાના કેસનું સ્વરૂપ નિહાળ્યા કરતી બેઠી હતી. "ખજાં ત્હારી ઉપર ક્રોધથી બોલે છે તો તું પણુ છેડાઇ પડીને ક્રોધ કરી મોત માંગ! કાજીના મનમાં વશી જશે." આમ તેણીના બાપ અબદલ્લાએ કહ્યું:—"બેટી! સામાવાળી ખજાં અલ્લાતાલાનાં પાક નામો લઇ મૌલાની મહેર ને મદદ માગે છે, તેથી ખુદા પણુ તેની તરફેણુ થશે, ને ક્રોધથી મોત માંગે છે તો કાજી પણુ તેના લાભમાં ચુકાદો કરશે, માટે તું પણુ કાજી જૂએ તેવી રીતે અલ્લા-અલ્લા! મોત આપ! આમ કરતી બેસ! ને ગુસ્સો કર ત્હારી જેઠાણી ઉપર!" "નહીં, નહીં!" ખતીજા બોલી: "અલ્લા બહુ પાકા છે. તેને પુસલાવવાનું મ્હને પસંદ નથી. ગુસ્સો કરવાનું કારણુ નથી. મોત માગવાની જરૂર નથી. અલ્લા ગેર ઇનસાફી હોત, સહેજે ઠગાય એવા હોત,

ખુશામદને વશ થઈ જાય એવા હોત તો વખત ક વખત તેને માથે પડવાનું ઠીક થાત; પરંતુ સચ્ચાઈ આગળ અલ્લાની પણ સીફારશ ચાલતી નથી. મ્હારૂં સત્ય મ્હને તારશે, અને ખજાનું અસત્ય તેને મારશે. હું મ્હારા નિમ પ્રમાણે હરદમ ખુદાતાલાને યાદ કરતીજ રહું છું; હમણા તે વખત નથી. હઉણાં તો ફરજ ઉપર ધ્યાન આપવાનો વખત છે. હું અલ્લાતાલાની છું, ને અલ્લા મ્હારોજ છે. તેના ઉપર મ્હારો જોર છે. મ્હારો હકક થાય છે તો હું તેની ફેંટ પકડીને મ્હારી મદદે લાડથી લાવીશ. કબીરવાણીમાં એ વિષે એક દ્રષ્ટાંત આવ્યું છે તે સાંભળો પિતાજી."

> તામસ પિ શિતલ ભયા, ફિર કછું રહી પ્યાસ;
> ભૃગ મુનિ મારી લાતસેં, પ્રભુપદ ભયા જ્યું દાસ.
> ક્ષમા બડે કો ચાહિયે, ઓર છોટે કું ઉત્પાત;
> કહાં બિષ્ણું કો ઘટ ગયો ! જો ભૃગ મુની મારી લાત ?

જે ઈનશાન શાન્તિ પકડીને હરામખોરને ખાઇ જાય; અર્થાત ક્રોધને પાણીના ગોટની માફક ગળી જાય, તથા ગમે એવાં તોહમતો મૂકી માનભંગ કરવામાં આવે તે સહન કરી જાય, તે ઈનશાનને મોતની તો શું પણ અમૃતની એ લાલસા રહેતી નથી. ભગવાનના મોટા ભકત એવા ભ્રગુરૂષિએ લાંબો કાળ સૂધી ભગવાનની એવડી તો ભકિત કરી હતી, કે તેમને ઇંદ્રાસન પણ મળેલું હોવાથી જ્યારે એક પ્રસંગે એ રૂષિ વિષ્ણુની દરબારમાં ગયા હતા, ત્યાં સર્વ દરબારીઓએ ઉભા થઈ તેમને નમસ્કાર કરીને માન આપ્યું હતું, પણ વિષ્ણુ ભગવાન પોતે કાંઈ ઉભા થયા નહીં, જેથી આ રૂષિજીએ ભગવાન ઉપર રોષ કરીને વિષ્ણુ ભગવાનની છાતિમાં જોરથી લાત મારી હતી, તોયે પોતાના વ્હાલા લાડલા ઉપર ક્રોધ કરી જીવ લેવાને ઠેકાણે, પોતાની હમેશની શાન્તિ રાખી ઉલટા પ્રેમથી કહેવા આગ્યા હતા કે, "હે મ્હારા લાડલા ભકત ! લાત મારતાં ત્હારા પગને ઈજા થઈ હશે, માટે લાવ હું ત્હારા પગ ચાંપું !" આ દ્રષ્ટાંત આપીને ખતીજા બોલી કે;

આપણા મુસલમાનોના કુરાનની અન્જીલની કીતાબમાં કહ્યું છે કે, નુહ પેગમ્બરને તેની નીમાજને લીધે અલ્લાતાલાએ મોટાં તોફાનમાંથી બચાવી મોતને થોભવા પણ હુકમ કર્યો હતો. ઇબ્રાહીમને ખુદાતાલા ઉપરની જાનફેશાનીને લીધે અગ્નિથી બળી મરવાનો વખ્ત જ્યારે આવ્યો, ત્યારે પણ પ્રભુએ મૃત્યુ દેવને અટકાવીને ઉભો રાખ્યો હતો. અને મુસાને તેની પહરેઝગારીને સબબે રૂદે નીલ એટલે કે 'મીસર દેશના ભયાનક સમુદ્ર" માંથી બચાવી લીધો હતો, અને તેણે મોતને લાત મારી હતી. વળી ખુદાતાલા ઉપરજ પોતાનો આધાર રાખી બેઠેલા યુનુસ પેગમ્બરને મગરમચ્છના મોઢામાં જવા છતાં અલ્લાએ મોતમાંથી

ઉગાર્યો હતો. હાતમ તાઇ જેવા ઉદાર પરમાર્થિ પુરૂષે અલ્લાના નામ ઉપર બીજા દુઃખીઓનાં દુઃખમાં દિલાસા દઇ તેમના સંકટો ટાળવા સારૂ મહા મહા હક્કેતેખાનોની વિપત્તિઓ વેઠવાથી, અઝદાઓના પેટમાંથી, અંધારા કુવાઓમાંથી, ભૂત પલીદના પંજામાંથી, અને રાક્ષસોના સપાટામાંથી તેને મળેલા યમદૂતોને પાછા વાળીને સહીસલામત ખુદાતાલાએજ બચાવી લીધો હતો.

> કે તીરે બખ્તી અગર હમબરીન નરક મુરદી;
> મકુન કે ગરદેશે ગેતી શેગાયત અએ દરવીશ !
> તવંગરા ચુ દેલો દસ્ત કાંમરાંનત હસ્ત;
> બેખુર બે બખ્શ કે દુનીઆઓ આખેરત બુરદી.

અરે ઓ દરવીશ! તું આ દુન્યાની હાડમારી અને ગીરદેશનો ગીલ્લો નહીં કર. અગર એજ રીતે ગીરેગાંનીનો ગીલ્લો કરવામાં તું મરી જાય તો તું અભાગ્યા નસીબનો જ છે. ઓ તવંગર! જયારે કે ત્હારૂં દિલ અને હાથ ત્હારી મુરાદ પ્રમાણે છે ત્યારે તું ખાઈ લે, પી લે, યાને ખેરાત કરી લે, એટલે તેં દુન્યાને તેમજ આખેરત કહેતાં અંતકાળ બંધેને જીતી લીધા બરાબર છે. આફતમાંથી બચાવ થયો ત્યારે પ્રભુની કૃપા માણુસે માની લીધી, ને અગ્નિ કે દુકાળનો કોપ થયો ત્યારે માણુસે ઇશ્વરની અવકૃપા માની લીધી; પરંતુ જન સમુહનાં પાપો, ગુન્હા ભરેલાં કૂર કર્મોની તો તે વાતજ કયાં કરે છે ? જરમન યુદ્ધને લીધે આખું યુરોપ ભૂખે મરતું થઇ પડયું. આખો રશિયા દેશ રોજનાં હજારો મૃત્યુ જોવા લાગ્યો. ઇ૦ સ૦ ૧૮૬૫ થી ૧૮૭૪ સુધીમાં ઓડીસાની અંદર દુષ્કાળથી તેર લાખ, બંગાળ અને બિહારમાં દોઢ લાખ, મદ્રાસમાં સાડાચાર લાખ, રજપુતાનામાં સાડાબાર લાખ, ઉત્તર પશ્ચિમમાં ૬ લાખ, પંજાબમાં ૬ લાખ, મધ્ય હિંદુસ્તાનમાં અઢી લાખ, એમ એકંદરે આશરે ૪૬ લાખ જીવડાઓ જયારે અન્નના મારેલા માર્યા ગયા ત્યારે આ બધાને માણુસોએ ઇશ્વરિ કોપ કહ્યો; અને વળી બીજાં ઘણાં માણુસોએ તે કોપથી કેવાં ભારે દુઃખો વેઠયાં હતાં તેનો તો હિસાબ જ નહીં. એ સર્વનો દોષ ઇશ્વર ઉપર મૂકયો, તો પણ મહમદ ગઝનીની સ્વારી વેળાએ, જંગીશખાનના જંગમાં, તૈમૂરલંગે ચલાવેલી કતલમાં, અને નાદીરશાહે કરેલી લૂંટમાં લાખો માણુસો માર્યાં ગયાં! અને તે મારનારા પણ કયાં અમર રહ્યા ? છતાં લોકોથી જયારે પોતાનાં દુઃખો નહીંજ ખમાયાં ત્યારે પ્રભુને ગાળો આપવા લાગ્યાં ! આદમીઓને હલાકી આપનારાના પણ ભુંડા હાલ થયા વગર રહ્યા નહીં. ડોનાલ્ડ બીજાના રાજઅમલમાં, ડેન્સ લોકો ઉપર ઘણી જીતો મેળવનાર શૂરા સ્કોચ સરદાર બેન્કવોને મેકબેથના હુકમથી મારી નાખવામાં આવ્યા પછી તે ખુનીને જયાં હોય ત્યાં બસ બેન્કવોનો જ ભૂત દેખાયા કરતો, ને

તેને તે દુઃખી દુઃખી કરતો હતો. અંતે જમ લેખે પણ એન્કચેનોજ પડછાયો દેખી તેણે ફાળ ખાધી, અને કરટોરા કરી કરીને મૂઓ હતો. કોઈને મારીને કોઇ સુખી થતો નથી, પણ જેનું વ્હાલું ક-મોતે માર્યું જાય છે તેના જીગરમાં તો વટવટો રહીજ જાય છે.

> " My son, the world is dark with griefs and graves,
> So dark, that men cry out against the Heavens;
> *Who knows but that the darkness is in man."*
>
> *Tennyson.*

ત્રણ સદીની વાત ઉપર સર ટોમસ હોલ્ટ નામના ઉમરાવે પોતાના ભોંયરાંમાં પોતાનાજ બાવરચીનું ખુન કરવાથી રાજા આગળ તેની તપાસ થતાં ઉમરાવે માફી માગી, અને તેટલી માફી માગતાં તેનું તો જાણે મોતજ થઇ ગયું હતું. રાજાએ શિક્ષા માત્ર એટલીજ ફરમાવી કે, એ ઉમરાવના ખાંદાનનો મુદ્રાલેખ "**લોહીથી ખરડાયલા હાથ**"નો રાખવો. આટલીજ સજા તે ઉમરાવનાં કુટુંબમાં ભારે શોક અને આફતના બનાવ જેવી લાગી હતી, અને જેટલા દહાડા જીવ્યો તેટલા દહાડા તેને ધ્રુજરી લાગુ પડી, અને સુકાઇ સુકાઈને મરણ પામ્યો હતો.

> લાકે સરપ જગીઓ હાવીએ મરદી બેગુઝાર:
> આજેકે નફ્સે ફરમાયે યે મરદી યે ઝની!
> ગરત અઝ દરત બરઆયદ દેહની શીરીન કુન;
> મરદી આં નીસ્ત કે મુસ્તી બેઝની બર દેહની.

હાથ ચલાવવાનું, એટલે કોઈને મારવા માટે હાથ ઉગામવાનું અને હાથ ચાલાકી કરવાની ડીંગ મારવાનું તું છોડી દે, કાંકે આ પાજી મીજાજથી તો શું સ્રી કે શું પુરૂષ સર્વ કોઇ આજેજ થએલાં છે. અગર જો ત્હારા હાથથી બની શકે તો કોઈનું પણ મોહું મિઠું કર, મગર મૂકકો મારીને કોઈનાં દાંત તોડી પાડે એ કાંઇ જવાં મર્દી કે પુરૂષાર્થ નથી. ચલ્લી જેવું એક ન્હાનું પંખેરૂં પણ દર રોજ ૬૦૦૦ માખીઓનો ભક્ષ કરે છે, પરન્તુ માખીઓના એ જમડાઓનો દર દિવસે હજારોની સંખ્યામાં શકરા ને કાગડાઓ વળી ભક્ષ જ કર્યા જાય છે. આ રીતે આખી જગતમાં દર રોજ મોતના પંજામાં લાખો પ્રાણીઓ ચવાઇ જાય છે, છતાં પણ માત્ર માણસોનીજ વાત કર્યે તો દર વર્ષે ૬૨ લાખ માણસની વસ્તી દુન્યામાં વધતી જ જાય છે, ને તેટલાં વળી ઓછાં પણ છતાંજ ચાલે છે. દુનિયા તમામ ઉપર મોતનાં દુઃખો છે, કાંઇ તમે દુઃખ વેઠનારાં એકલાં જ હોતાં નથી. વખત વખતને વિસરાવે છે. જે ભોંય ઉપર એક દિવસે ભાઈનું મુડદું સૂકેલું દીઠામાં આવે છે, તેજ ભોંય ઉપર પાંચે

દહાડે તેનાજ ભાઈ બ્હેનો હારમોનિયમ વજાડે છે. જે મિનારો "બ્લડી ટાવર" એટલે લોહીનો ખૂનખાર મિનારો કહેવાતો હતો, કે જ્યાં ચોથા એડવર્ડ રાજાના બે દીકરાઓને તેમનો કાકો, જે પાછળથી ત્રીજો રીચર્ડ બન્યો હતો, તેણે મારી નાખ્યા હતા, તેજ ટાવરમાં આજે તમે શું જૂઓ છો? બ્રિટિશ રાજ્યના રાજાઓ અને રાણીઓનાં જવાહિરોથી તેજ ભયાનક મકાન આજે ઝગઝગી રહ્યું છે; ને હવે તેજ ટાવરને હમણાં તો "જુવેલ ટાવર" કરીને લોકો કહે છે!

ગુલશને દેહરમેં દો રોજ અબસ આનેકે હમ;
સરવ કી તરેહ ન ફુલે ન ફલે બેઠ ગએ!

આ દુનિયાના બાગની અંદર બે પાંચ દહાડા ફોકટમાં આવી વસ્યા, સરવનાં ઝાડની પેઠેમ ઉગી નિકળ્યા, પણ નહીં કાંઈ ફુલ્યા કે નહીં કાંઈ ફ્લ્યા; નહીં આપણી ઉમ્મેદનાં દરખ્ત ઉપર કાંઈ ફુલ કે ફલ લાગ્યાં, અને હજી તો મુરાદ પાર પડવાની ઉમ્મેદ રાખીએ છીએ એટલામાં સુકાઈ જઈને ચાલ્યા ગયા. ભાઈઓ! ઈસ્ટ ઈન્ડિયા કંપનીના આડતિયાઓએ તથા નોકરોએ, ક્લાઈવ અને વૉર્ન હેસ્ટીંગ્સના જેવા બીજા ગ્રહસ્થ લુટારાઓએ, કેટલું બધું ધન ગરીબ હિંદીવાનોનું લૂંટી લીધું! વળી બીજી ઘણી રીતથી હિંદુસ્તાનનું ધન ગયું અને દેશ કંગાળ થયો. હિંદ દેશ ઇંગ્લંડના કરતાં ચોદ ગણો, ફ્રાન્સના કરતાં વીસ ગણો, અને અમેરિકા કરતાં નવ ગણો ગરીબ કાં રહ્યો? આપણામાં અનીતિ પેઠી ને અધર્મ વ્યાપ્યો; ઇશ્વર ઉપર શ્રદ્ધા કમી થઇ; તેથીજ મોતનું સ્વરૂપ પણ ભયંકર થઇ પડયું. પછી જ્યારે મસાંને જવાનો તમારો વખત આવ્યો ત્યારે કહો કે, "સાધુ મ્હને તમારો સત્સંગ કરો," "અમારાં વનવાસ જેવાં થઇ પડેલાં કુટુંબ ઉપર દયા કરો!" "અમારા દુઃખી દેશને ઉગારો!" એ કેમ બને? કસાઇને ત્યાં કુશળ અને ધર્મીને ત્યાં ધાડ ઇશ્વર લાવતા નથી; એ તો તમારાં સંચિત અને ક્રિયમાન કર્મો લાવી રહ્યાં છે. મુઆં તે તો જાણે ઉકરડે પડયાં, અને જીવતાંના સ્વાર્થે રડીને મુઆંને ધ્રુજાવો છો, એ તમારી નબળાઇ અને વહેમો દૂર કરવા થકીજ જે ભગવતે કાંઇ કર્યું તેને તમે નવી પડો. બાલટીક ટાપુ ઉપર રહેનારાં લોકો વીશે કહેવામાં આવે છે કે, તેઓ પોતાનાં ભાઈ કે બ્હેન મરી જાય છે ત્યારે એટલા બધાં તો રડે છે, કે તેમનાં આંસુથી તેમના પહેરનો પણ પલળીને ભિંજાઈ જાય છે, અને આંસુથીજ જાણે તેઓ પોતાનાં મ્હોં ધોઈ રાખે છે, પરંતુ તેમને વિષે ડાયોડોરસ સીકયુલસ કહે છે, કે એજ લોકો લાઠીઓ વડે તેજ મુવાં મુડદાંને ખૂબ મારે છે, અને પોચાં પચક કરી મેલે છે, એવા હેતુથી કે તે મુડદાંઓને માટીના વાસણમાં અનામત સાચવી રાખ્યે તો આપણે ત્યાં વધુ મરણ ન થાય! આટલા સારૂ માર મારીને તેઓ મડદાંના ટુકડે ટુકડા કરી મેલે છે! તેમના ઘરમાં વળી પાછું મોત નિપજે

છે ત્યારે "હાય-હાય, પ્રભુ-પ્રભુ!" આમ જાર બેજાર રડે છે, પરન્તુ સારા વખ્ત ઉપર તો ઈશ્વરી કૃતિ વિષે તેમને કશી તમા કે તથા રહેતી જ નથી. પારસીઓ પણ ઘડી ઘડી કાંઇ આફ્ત કે મુશકેલીમાં આવી પડતાં, "યથા અહુ વઈરિયો" ના અવસ્તાઈ પાક કલામો ભણે છે, કે "ખુદા જે કરે તે ખરૂં!" પરંતુ આફ્ત વખ્તેજ કાં આમ કરતા હશે વારૂં! હું તો હમેશાં તેની યાદ કરૂં છું, કે સૌ તેનું છે, તેને ગમે તેમ કરે. રાજકવિ ટેનીસનનું કહેલું છે કે; "I have not made the world. And he that has made it will guide. " મેં કાંઈ આ જગત રચ્યું નથી. જેણે તેને સરજ્યું છે તેજ, તેજ તેની રાહબરી પણ કરશે. પરમાત્માએ જે દિવસથી આ સૃષ્ટિ રચના કરી છે તે દિવસથીજ સાથે સાથે યુગોની દળદેસરી, કિંવાં જમાનાની ગીરદેશો, તથા મોતના સંતાપો પણ પ્રગટ કર્યા છે. માત્ર ઇરાન દેશનોજ ઈતિહાસ તમે દુઃખી બ્હેનો તપાસશો તો તમને માલૂમ પડશે કે, જુલમગાર બાદશાહ જે ઝોહાક તાઝી નામનો હતો, તેણે ભલામાં ભલા બાદશાહ જમશેદનો પ્રાણ લઈ તેનાં તખ્ત ઉપર પોતે ચઢી બેઠો, અને નિર્દોષ તથા રાંક લોકોનાં ગળાં ફાંસવા લાગ્યો ત્યારે આખો ઈરાન દેશ મોતજ માગવા લાગ્યો હતો. ભલા હાકમને ઠાર મારી ભુંડો હાકમ આવ્યો, એટલે પરમાત્માએ ભલા બાદશાહ ફરેદુનમાં એવું તો બળ મૂક્યું કે તે સીતમગારને તેણેજ પૂરે પૂરો જમીનદોસ્ત કરી મેલ્યો. વળી જો તમે તેજ તવારીખમાં ડોકયું કરશો તો દીઠામાં આવશે કે, હલકી બુનિયાદના બાદશાહ અફ્રાસિયાબે તુરાનની નદી ઓળંગી આવીને નેકનામ નૌઝરનું ખુન કર્યું, અને ઈરાન પાછું રડતી સુરતનું થઇ ગયું; કેમકે તેણે તો નહીં જોયાં મા-બાપ વગરનાં નાવારેસ બચ્ચાં, કે નહીં જોયાં પશુ જેવાં ગરીબ જોડાંઓ; તે સર્વને ઠાર મારવા લાગ્યો. અને આખરે બહુજ નઠારો નતીજો પામીને તે પણ આ પૃથ્વી ઉપરથી ચાલ્યો ગયો. વળી આવ્યો શમશેર બહાદુર સિકંદર, જેણે ભલા બાદશાહ દારાંને ઠાર કરી ઇરાનને વેરાન કરી મેલ્યું, ઈરાની લોકોને અન્ન અને દાંતને વેર પડાવ્યાં, માબાપથી દીકરા દીકરીને છુટાં પાડયાં, અને અંતે ૩૫ વર્ષની જવાન વયમાંજ તે પણ સ્વધામ પહોંચ્યો. વળી નામે તો ખુશનુમા, એવો બાદશાહ ખુશનવાઝ આવ્યો, અને ઈરાનના જે દુઃખી લોકો જરા રાહત પામીને દમ ખાતા હતા તેમને પાછા હાય અફ્સોસમાં નાંખવાને આવી ઉભો. બહાદુર અને ભલા સરદાર ફીરોઝશાહને હયતાલીઓએ એકદમ છાપો મારીને તેને પણ મારી નાંખ્યો, ત્યારે પાછું ઈરાની પાદશાહોનું તખ્ત જમીનદોસ્ત થઇ ઉંધે મસ્તકે નીચું પડયું. આવી આવી હોનારતો અને કબસ હાલત એકલા એક ઈરાન દેશ ઉપર જ એક હજારવાર આવી પડયા કીધી હતી. ખુસરૂ જેવા લાયકમાં લાયક પાદશાહને પણ એકજ

રાતમાં પોતાના તાજો તખ્ત ફેંકી દઈને નાસી જવું પડયું હતું, અને પોતે જ પાળેલાં પોતાનાં જ સૈન્યના ત્રાસથી બિહુ ધ્રુજીને શત્રુની પનાહમાં જઈ ભરાવું પડયું હતું. આ પ્રકારનાજ હાદેસાઓ રોજે અવ્વલથી બીજા તમામે તમામ દેશો ઉપર પડતા રહ્યા છે; તો પછી કોનો ગમ તમે કરશો, અને કોનો તમે સંતાપ નહીં કરશો?

હતું કાલે ભરેલું વળી આજે તે ખાલી, કયાં ગયા મુસાફર ચાલી—ટેક.
કોઈ દીન ગુલાબ હોએ કુંડીએ લટકતાં, વળી માંહે ભરી હોએ લાલી રે,
બહાર ગયો ને ખાલી છે કાંટા, દવ પડી સુરત થઇ કાલી રે.—
કાલે હતું ઘર હુન્તું ને વસ્તું, આજે ઉજ્જડ લેજો ભાળી રે,
જ્યાં ત્યાં ફર્યો કોઇ નહિ જડયો, જેમ ભોજન વિનાની થાળી રે.—
કાલે હતું ઝાડ જોબને પોતાનાં, આજે પડી સુકી સૌ ડાળી રે,
પાનખર રૂતુએ પાન ખેરવ્યાં, ચાલી ગયો વનમાળી રે.—
જોયા ઢોંગ ભારી ખોટા સગાના, લીધાં આંખે નિહાળી રે,
માનવીના નહિ માયાના સાથી, સૌ હુકરાજી કરે ઠાળી રે.—
જનમ મરણ સૌ માનવી માથે, કોઇ ન શકે કોઇને ઝાલી રે,
"**કાસમ**" કહે છે જ્ઞાની વિચારો, ઉડી ગઇ તેની રખવાળી રે.—

આવી રીતનો જગત્‌માં વેપાર ચાલી રહ્યો છે, ત્યારે મોતના ધાસ્કાને તમે કેટલુંક મોટું રૂપ આપ્યા કરશો? મોતને પણ શાન્તિથી વધાવી લેવાનો હુન્નર તમારે શિખવો જોઈએ છે. ચાન્સેલર થર્લો મરતી વખ્તે પોકાર્યો હતો કે; "મ્હને ગોળી લાગી છે; હું જો નહીં ભૂલતો હોઉં તો હું હવે મરૂં છું!" શું આપણે સર્વ કોઈ આમ ન કરી શકયે? મોત થયું એટલે જાણે રડવું ને કળાપિટ કરવી એ ફરજીયાત ને જરૂરનું જ હોય તેવું આપણે લઈ બેઠાં છિયે, પરન્તુ જો બીજી દિશાએ ટેવ પાડી જોઈએ, કે જરા લગાર રડયાં, નહીં રડયાં, કે પછી તુર્ત શાન્ત થઇ જવું એજ ફરજ મરજીયાત છે, તો તેમ પણ આપણે શું નહીં કરી શકયે? મોત વખ્તે શાન્તિ રાખવાનો હુન્નર શું આપણે નહીં અજમાવી શકયે? ફ્રાન્સના બળવા વખ્તે સૅન્યર નામના કવિએ એક દુઃખ ભરી કવિતા, એવા ભયંકર વખ્તે જોડવાનું શરૂ કીધું, કે તેનો પ્રાણ લેવાને મારાઓ તેની પૂઠે આવી લાગે છે! જીવ જવાની ઘડીએ તેણે કરૂણારસિક કવિતા જોડી! અને મારાઓની શમશીર તેની ગરદન ઉપર પડતાં સૂધી તેણે કવિતા જોડયા જ કીધી! અને ડોકું છટકાવતી વેળાએ એક બે લીટીજ માત્ર અધુરી રહી જવા પામી! કેમ જીવ ચાલ્યો હશે? ખચિત, મનુષ્યે જીવવું જરૂરનું છે, ને જીંદગીને ચાહવાની આવશ્કયતા પણ છે, તોએ મોત આવે ત્યારે આવાં ઠંડ કલેજેના રહેવું એ પણ તેટલુંજ જરૂરનું છે. દુઃખની કસોટી અને તેથી થયેલા ફાયદાઓનો જમા ખર્ચ કરતાં તમને જરૂર

જણાશે, કે સુખોની શીલક ઘણી ખેંચાઈ છે. ઈશ્વર દુઃખીની કે સુખીની એકની ઈચ્છા પ્રમાણે મદદે આવે છે. બે જણા મરાય ત્યારે બન્ને જણ ઈશ્વરની મદદ માંગે કે; "મને જીતાડજે પ્રભુ!" બન્નેની ભાવના દ્રઢ હશે તો બન્ને જીતશે. જીતેલાને તેની મમત પાર પડવાનું સુખ આપશે, તો હારેલાને હારમાં પણ તેની અંદરખાંનેની મતલબ પાર પડવાથી સુખ પોતાનેજ મળ્યું એવો તે દીલાસો ધરશે. મોતના કે પડતીના મુશકેલ વખતે તો આનંદની ગણુત્રિ હોતી નથી, પણ આપદાનીજ ગણુત્રિ આપણે ગણ્યા કર્યે છિયે, પરંતુ છેવટની ગણુત્રિ લેતાં તો સુખાનંદનોજ સરવાળો મોટો થઈ પડશે. ઘણાં ઇનશાનો એવાંજ હોય છે કે ઇશ્વર તેમના ઉપર બક્ષેશો, મેહેરબાંનીઓ, અને કૃપાઓનો વરસાદ વરસાવ્યો જાય છે, ત્યારે પણ બળાપોજ કરવાની ટેવ રાખે છે, અને જો કોઇ કદાચ તેમના ઉપર માત્ર એકજ મોતની વિપત્તિ આવી પડે છે, તો આગળની તમામે તમામ બક્ષેશો ભૂલી જઈ ખુદાને દોષ દેવા મંડી જાય છે. જાણે કે, એકજ દુઃખની ઘોરમાં તે હજારો બક્ષેશોને તેઓ દાટી દે છે. આંખ સઘળી જગતને જૂએ છે ખરી, પરંતુ કીકી ઉપર માત્ર એક ન્હાનીજ રજકણ પડી હોય તો તેને જેમ સૃષ્ટિની સુંદરતા દેખી શકાતી નથી, તેમજ એક દુઃખ પણ હજારો બક્ષેશોને જોઇ શકતું નથી. એ રીતિ ખુદાને અન્યાય કરનારીજ કહેવાય. ભવિષ્યના ભયથી ડરીને માનવીઓ ઉમદામાં ઉમદા ખુદાઈ બક્ષેશોને પણ દુઃખીજ આંખે જૂએ છે. એક ભાગ્યશાળિ પુરૂષને તેના મિત્રે મુબારકબાદી આપી કહ્યું કે, "તને સાત દીકરા છે, એ ત્હારા ઉપર ખુદાની કેટલી મોટી બક્ષેશ!" ત્યારે તે દાનાવ બિધેલા બાપે આવી કરમ બક્ષેશ થવા છતાં એવો જવાબ દીધો કે; "અરે ભલા! આ સાત દીકરા નથી, પણ સાત તીર છે. એ સાતમાંથી એકાદ મૂઓ તો મ્હારાં કાળજાંમાં અકેકો એવો તો તીર મારી જશે, કે ઘડપણમાં મ્હારાથી તે કેમ ખમી શકાશે! તેના ધાસ્કાથી રાત ને દિન હું એવું માગું છું કે, એ લોકોની આગળ મરી જાઉં તો સારૂં! નહી તો રખેને મ્હારી અગાઉ એઓ મરે! હજુ વાંઝીઓ હોત તો સારૂં!!" આ ઉપરથી હે દુઃખીઓ! તમે જોઈ લેશો, કે હોયાનું પણ દુઃખ, ને નહીં હોયાનું પણ દુઃખ તમને છેજ છે. તમે ત્યારે કઈ જીંદગી સુખી જોશો? બહાર ખુશી ને ભિત્તર દિલગીરી તો તમને જરૂરજ હાડપિંજર કરી મેલશે. સસલું પોતે દેખાય છે તો આનંદી, પરંતુ તેના જેવું ગમગીન પ્રાણી એકે હોતું નથી. કહે છે કે, તમે પણ જો સસલાંનું માંસ ખાવ તો તમને પણ સર્વદા નિરાશા ને ગમખારીમાંજ રહેવું પડે. અર્થાત, દુઃખીઓની કમ્પનીમાંજ જો તમે સુખી સુખ્યારા પણ બેસ્યા કરો તો તમે પણ હમેશના સંતાપેલા થઈ પડો; અને આવી સર્વદા રહેતી ગમગીન હાલતથી અસંતોષ તો હમેશનોજ. સુખ, જીંદગી, વ્હાલાંઓ અને

માલ મતા કોઇ પણ માણસને પૂરેપૂરો સંતોષ તો આપતાંજ નથી. અસંતો-ષીને સુખનું પણ દુઃખ હોય છે, ખુશાલીનો પણ બળાપો હોય છે, અને આનંદને પણ વિઘ્નના રૂપમાં ફેરવી ફેરવીને જોયાજ કરે છે.

મૌલા ! યા જગમેં શરમ રખ મેરી—મૌલા યા.
બીના પાક પરવરદીગાર; કૌન રખે પત મેરી !
મૌલા ! યા જગમેં શરમ રખ મેરી—મૌલા યા.

સિ-તેર વરસ વેર દુઃખ ભોગવ્યું હોય, પણ માત્ર એકજ કલાક "છેવટ-સુખ" જોવામાં આવ્યું હોય, તો ૭૦ વરસના દુઃખો તો કેવળ ભુસાઇજ જાય. તેમ ૭૦ વરસ સુધી સુખ ભોગવ્યું હોય, અને માત્ર એકજ કલાક "છેવટ-દુઃખ" ભોગવવામાં આવે તો સઘળાં સુખોનું પાણી ઉડીજ જાય છે. માટે માલેકે પાક જે હાલતમાં સરજાવે, ને જે સ્થિતિમાં રાખે તેમાં ખુશ રહેવું.

ગર ઉસને દિયા ગમ તો, ઉસી ગમમેં રહે ખુશ,
ઔર ઉસને જો માતમ દિયા, માતમમેં રહે ખુશ;
ખાનેકો મિલા કમ તો ઉસી કમમેં રહે ખુશ.
જીસ તઔર રખા ઉસને ઉસ આલમમેં રહે ખુશ.
દુખ દર્દમેં આફાતમેં, જંજાલમેં ખુશ હમેં !

શુભને ઇચ્છનારાં મનુષ્યો, જેવું પોતાનું તેવુંજ પારકું એમ જુએ છે, અને અશુભ ચાહનારાં માણસો તો મ્હારા જેવાં સર્વ કોઇ દુઃખી થાવ, એમજ ઇચ્છે છે; કેમકે સુખ અને દુઃખ જેવાં પોતાને જણાય છે, તેવાંજ બીજાંને પણ જણાય છે. અને જેવું બીજાનું ભુંડું ચિન્તવા યત્ન કરે છે, કે તુર્તજ તેનુંજ ભુંડું ઇશ્વર ઇચ્છાથી થાય છે. પરન્તુ દુન્યાનું કલ્યાણ ચાહનારનું તો ભુંડું થતુંજ નથી.

ટસ્કનિના શ્રીમંત અમીર કોસ્મો સામે તાકડો રચી તુફાન મચાવવામાં જોડાયલા ફિલિપ સ્ત્રોઝેને જ્યારે બંદીખાને નાંખવામાં આવ્યો હતો ત્યારે તેણે વિચાર કર્યો, કે મને દાબવાના સંચામાં જ્યારે કચડશે ત્યારે દુઃખની વેદના નહીં ખમાશે તો મ્હારા સાથીઓનાં નામો દઈ દેવાની ફરજ પડશે, ને તે મ્હારા પ્યારા મિત્રો પણ માર્યા જશે અને તેમને ભારે દુઃખ થશે ! જેથી તેણે પોતાની શમશેર બહાર કાઢીને કેદખાનાની દિવાલ ઉપર કવિ વર્જીલની જે લીટી તેને મોઢે હતી, તે શમશેરની અણિ વડે ઉંડી કોતરી કાઢી:—

"આપણાં ખાંદાનનો ઝોળીમાં સુતેલો કોઈ પણ કીનો લેનારો નબીરો ઉઠીને ઉભો થજો !" આટલું કોતરીને તેજ તલવાર વડે હસ્તે મુખડે પોતાનો પ્રાણ લીધો હતો, અને પછી તેના કુટુંબનું એક ન્હાનું બાળક પણ મરતું તોયે એક રાજાની પાયદસ્ત જેવી દબદબા ભરેલી પાયદસ્ત લોકો ભરતા; જેથી તેના કુટુંબી-ઓને મોટો દિલાસો મળવા લાગ્યો હતો. એક જવાન પહાડ જેવા દીકરાના મોતથી ઘરડી મરિયમ રડવા લાગી કે:

કોઉ મન ભાવન લાગો રે ! કયું કર કરૂં રે ઈલાજ !--કોઉ૦
નઇ નઇ નેહા મન આઇ રે ! માલીક રખીઓ રે લાજ !--કોઉ૦

હે બુઢિયા ! પ્રભુની પ્રભુતાને પીર પેગમ્બરો પણ પહોંચી શકયા નથી, જો ! તું નહીં રડ. સમુદ્રમાં એકાએક ચઢી આવતાં તુફાનો વેળાએ હજારો જીવડાઓથી ભરેલી સ્ટીમરો ડુબે છે ત્યારે એક પલકારામાં સેંકડો સોહવાસનો રાંડી રાંડો થઇ બેસે છે, અને સેંકડો બચ્ચાંઓ મા—બાપ વગરનાં થઈ બેસે છે, તેનો લગાર વિચાર કર. માત્ર ધર્તિકંપના એકજ આંચકાથી હજારો ડોસીઓ પત્થર જેવા દીકરાઓ ખોઈ બેસે છે, અને જવાળામૂખીના ફાટવાથી હજારો કુટુંબો નાવારેસ થઈ પડે છે તેઓનું શું થતું હશે વારૂં ? હે બુઢિયા રડતીજ સુરત રાખીશ તો તને રડયા કરવાનું જ મળતું રહેશે. ઇલા વ્હીલર વીલકોક્ષે બાલુડાંને સમજાવ્યું હતું કે; “ હસો ! એટલે દુન્યા તમારી સાથે હસવા લાગશે. રડો ! એટલે તમારે એકલાંને જ રડવું પડશે. કારણ કે, આ જુની પુરાણી પૃથ્વિને તો માત્ર આનંદની જ જરૂર છે; શોક ગમગીની, દુઃખો અને આફતોના તો તેની પાસે પુષ્કળ ભંડારો ભરેલા છે. તમે જો મધુર ગાયન લલકારશો તો પર્વતો અને ડુંગરાઓ તેનો પાછો જવાબ આપશે, અને શોક તથા જારીના રાગડા કાઢશો તે તો પવનની લ્હેરમાં કયાં ને કયાં ખોવાઇ જશે.”

સુખને ઇચ્છે સર્વ પણ, દુઃખ ઇચ્છે નહિ કોય;
દુષ્ટ દુઃખ ઇચ્છે સદા, વિરલ વિદેહી સોય.

ખુશનુમા અવાજનો પડઘા આનંદમય થાય છે, પરંતુ તમે હાય નિશાશા નાંખો તો પ્રતિધ્વનિ નહીં થાય. હસમૂખા ખુશનુમા ઉદ્‌ગારો કાઢો તો માણસો તમને શોધતાં આવશે. એક ઘરમાં ગાનતાન ચાલતું હશે ત્યાં સેંકડો લોકો વગર બોલાવવે ભેગાં થશે; પણ જે ઘરમાં રૂદન ને કળાપિટ ચાલતી હશે ત્યાં તો બોલાવેલું પણ એક માણસ આવવાના અખાડા કરશે. શોક સાગરમાં તમે ડુબો તો સઘળાંઓ પીઠ ફેરવીને ચાલ્યાં જશે. તેઓ તો તમારી પાસે સંપૂર્ણ સુખ ને વૈભવ જોવા માંગે છે, મગર તમારી દિલગીરીનો તો લગાર અંશ પણ તેઓને જોઇતો નથી. તમે આનંદી થાવ, તમારા મિત્રો ઘણા થશે. દિલગીર થાઓ, તમે તમારા ઘણા મિત્રો ગુમાવશો. તમારા મોજીલા ટૉકલા ખુશમીજાજનો ઉપયોગ લેવાને કોઇ પણ માણસ ના પાડશે નહીં. પરંતુ આફતના ઝેરનો પ્યાલો તો તમારે એકલાંએજ પીવો પડશે. જમણવાર કરશો એટલે તમારૂં ઘર માણસોથી ભરાઈ જશે, પણ તમને જયારે અન્નના સાંસા પડશે ત્યારે આખી દુનિયા તમારી પાસેથી જતી રહેશે. વિજયવંત થાઓ અને દાન કરો, એટલે દુનિયાં તમારાં જીવનને મદદ કરશે, પરંતુ તમે મરવાની તૈયારી કરશો ત્યારે મૃત્યુના પંજામાંથી કોઈ તમને છોડવી શકશે નહીં. આનંદના મંદિરમાં પુષ્કળ માણસો

અને અમીર ઉમરાવોને માટે જગ્યા થાય છે, પરંતુ સંકટની સાંકડી ગલીમાંથી તો આપણે દરેક જણ એક પછી એક નિકળીને નાસીજ જઇએ છિયે. કદી મરે નહી એવા, લાત મારીને પત્થરમાંથી પાણી કાઢે એવાઓની ટેક રહી નથી, તો ત્હારી શી બિસાદ ? પ્રખ્યાત બળવાન ને બળજોરીખોરા રાયન જેવા રોમન જોધ્ધાને એક ગરીબ લુહારે આંચકો મારીને ઉથલાવી નાખ્યો હતો, તો ત્હારો ટેક તો કયાંજ રહેવાનો ? કાવા લુહારે બોલ બોલતાંમાં ઝોહાક જેવા ક્રૂર બાદશાહને ઉથલાવી નાખી તારાજ કર્યો હતો ત્યારે ત્હારો તો શો હિસાબ રહેવાનો ? મહાન સીઝરે રકમ રકમની ભયંકર લડાઇઓ મારી, તે જેવો પણ એક સાધારણ ખુનીના હાથ ઉપર માર્યો ગયો, તેનો કીધો તેં કંઇ વિચાર ? ભલા દેવતાઓએ ખાધી છે ખતા, તો અઢી ગજની તું ઓરતના ભાર કે ઉદાર કોણ રાખવાનું ? દીકરો મરી ગયાનો જરા જેટલો આંચકો લાગ્યાનું શું આટલું બધું રૂદનનું પાથરણું! આ જગતમાં હમેશાં જ સુખી રહેવાય, એવી આશા તો તમારે રાખવાનીજ નથી.

ન હરકે મુએ શેગાફદ બ તીરે જોશન ખાએ;
બ રૂઝે હોમલએ જંગ આવોરાં બે દારદ પાએ.

જેકે લોઢાંના બખતરને ફોડનારો, તીરથી નિશાન કરીને, બારીક બાલને પણ ચીરી શકતો હોય, તે કાંઈ જંગીઓના જંગના હુમલાને દહાડે જંગમાં ઉસ્તવાર ઉભો રહીજ શકે એમે નથી. કવિ પોપે વિધાતાની બાજી વીશે એટલું જ કહી રાખ્યું છે કે, સુખથી ભરેલો એક ઘડો અને દુ:ખથી ભરેલો બીજો ઘડો વેમાયે પોતાની પાસે ભરી જ રાખેલો હોય છે. કેટલાંક માણસોને તે સર્વદા દુ:ખના જ કટોરા ભરી ભરીને આપ્યા કરે છે, ને કેટલાંકને બસ સુખનાંજ પવાલાં વેમાયે ભરી ભરીને આપે છે, પરંતુ સામાન્ય રીતે તો સૌ કોઈને બન્ને ઘડામાંથી થોડું થોડું લઈને ભેળસેળવાળુંજ પ્યાલું ભરીને આપતી રહે છે. માણસની જીંદગીમાં સરાસરી વર્ષમાં ૧૦ દહાડા માંદગીના જાય છે, તો ૨૦ દિવસ મોતનાં દુ:ખો દેખવામાં જ પસાર થાય છે. કુદ્રતે પોકાર મારી ને તમને ચેતાવ્યા છે કે; “મ્હારા સપાટા ઝપાટામાં કોઇનું કાંઈ ચાલે એમ નથી, માટે સૌ લોકો તમે જ તમારો સારો માર્ગ સુઝે તે માર્ગે ચાલીને દુનિયાને સુંદરતામાં જ જોતા રહો. લોકો! મ્હારો જ્યાં જ્યાં હાથ પડે છે ત્યાં ત્યાં હું રસ્તાખેજ વરસાવી શકું છું, તેમ જેનો જેનો મેં હાથ પકડયો છે તેને તેને છેવટ કાળ સૂધી પાર પણ પાડી શકું છું. સત્તા, હકુમત, અને દરજ્જાના જોરમાં જેઓ સિંહની પેઠેમ ઘૂમ્યા કીધા હતા તેઓને મોતના એકજ ફટકામાં મેં રાંકડા બનાવી મેલ્યા છે. જમાનાની ગીરદેશે કરીને કંઇ કંઇ સિકંદરોને, કંઇ કાંઈ સીઝરોને, અને ભલાભલા જમશેદ બાદશાહોને આ ધરતી નીચે મે ચાંપી ઘાલ્યા છે, જ્યાંથી તેઓ ફરિયાદનો એક તીણો અવાજ પણ કાઢી શકતા

નથી. જ્યાં જ્યાં તેમના સુંદર મહેલો હતા, ત્યાં ત્યાં મેં કબરોના ઢગલા બનાવી દીધા છે, તો તેની માહુતમ તમે કેટલીક કરશો? તેમના કર્મોના ડુકકા ફૂલી રહ્યા, હવે તમે જારી ને કકળાટ કેટલોક કરશો? તેમના તો હવે નામ નિશાન પણ ગુમ થવા લાગ્યાં છે. એ તમારા નામવર પાદશાહ પહેલવાનો, તમારા નામચીન બાપદાદાઓનાં રૂહો હવે કયાં કયાં ભટકે છે, તેની પણ તમને તો ખબર પડતી નથી. માટે હવે તમો લોકો પણ કબરનીજ તૈયારી કરો! તમારૂં આ ટુંક જીવન અને લાંબી દોડાદોડી જોઈને મ્હને હાસ્ય ઉત્પન્ન થાય છે. તમારી આજની શાદી રામશણી પણ થોડાજ વારની છે, અને તમારી જોડુ તમને, અથવા તમે તમારી જોડુને હમણા સરખા છોડીને ચાલ્યા આવનાર છો. માત્ર પરણીને તમારી પુત્રી પોતાના ધણીને ઘેર જાય છે, તે વેળાએ તેનાથી છુટાં પડતાં પણ જ્યારે તમે આંખ પાણી ભરો છો, ત્યારે હમેશનાં છુટાં પડવાનો વખત આવી લાગશે ત્યારે તમારૂં નવું નવું રડવાનું કયાંથી લાવશો? મ્હારી ચાલ હું એવી એવી ચલાઉં છું, કે તમને આ જગતની માયાનો વિચાર અજાયબી સાથેજ કરવો પડશે. બચાવ પણ હું વિલક્ષણ રીતે કરૂં છું ને નાશ પણ વિચિત્ર પ્રકારે કરૂં છું, માટે મ્હારાં કામની આડે આવવાનો જોખમ મા ખેંચો!”

મીનાઇ સ્ટ્રેટ્સમાંથી એક આગબોટ તા૦ ૫ મી ડીસેમ્બર ૧૬૬૪ ના વર્ષમાં પસાર થતી હતી, જેમાં ૮૧ ઉતારૂઓ સફર કરતા હતા, અને દરિયાઇ તુફાનથી તે બોટ સઘળા સફરીઓને લઈને ડુબી ગઇ, પરન્તુ માત્ર એકજ નશીબવંત તાલેનો મુસાફર જે મી૦ હ્યુ વિલ્યમ્સ કરીને હતો, તે એકલો જ જીવતો બચી ગયો હતો. હવે કુદ્રતની કરામત તો જૂઓ, કે ૧૧૬ વરસ રહીને એજ મીનાઇ સ્ટ્રેટ્સમાં, એજ તા૦ ૫ મી ડીસેમ્બર ૧૭૮૦ ના દિવસે બરાબર એજ જગોએ બીજી એક આગબોટ ડૂબી ગઇ, જેમાંના સઘળા મુસાફરો ડુબી મૂઆ, પરન્ચ માત્ર એકજ મુસાફર જીવતો બચી ગયો, અને તે પણ મી૦ હ્યુ વિલ્યમ્સ નામનો જ નસીબનો લીલો હતો! પરન્તુ કુદ્રતની કરામત એટલાથીજ અટકી નહીં. પેલીજ કમબખ્ત તારીખે, પેલીજ અભાગણી જગાએ, ઇ૦ સ૦ ૧૮૨૦ ના ડીસેમ્બર માસમાં, ત્રીજી આગબોટ ડુબી, જેમાં ૭૧ ઉતારૂઓ માર્યા ગયા, તો પણ આ હોનારત વખતે પણ માત્ર એકજ જીવડો બચવા પામ્યો, જેનું નામ મી૦ હ્યુ વિલ્યમ્સ જ હતું. રાખનાર ખુદા છે તો મારનાર જખ્ખ મારે છે. પરન્તુ આમ કાં બનતું હશે, કે સો માણસમાં ૯૯ માણસો બસ ચોવીસે કલાક અશુભ અને અપશુકનની જ કલ્પનાઓ કાં કર્યા કરતાં હશે? ભવિષ્યમાં શુભ શુકનના બનાવો પોતાને ત્યાં બનવા વિષે લોકો કલ્પના કરતા નથી, અને “મ્હારો ભાઈ મરી જશે તો ભોજાઈનાં

દુઃખો કેમ ખમાશે?" "મ્હારી વ્હાલી બ્હેન મરશે તો તેના પછીનાં દુઃખો વખતે હું કેવી યોજના કરીશ!" વિગેરે માઠા બનાવોના વિચારો કરવાથી માઠી વાતાવરણ એવી તો જોરથી ફેલાય છે, કે તેવી કલ્પના કરનારાંને ત્યાં તેવા બનાવો પણ બનવા જ પામે છે. "જૉન" નામનાં અપશુકને કેટલો બધો કચ્ચડ-ઘાણ કાઢયો છે તે ઇતિહાસ આપણને શિખાડે છે. "જોન" નામનીજ અશુભ વાણીની માન્યતાએ કેવા અનર્થો કર્યા છે, તે ઉપરથી અશુભ કલ્પનાનો તમે ખ્યાલ કરો. કૉન્સટેન્ટીનોપલના રાજા જૉન ૧ લાને તેના હિજડા બૅસીલે ઝેર આપીને મારી નાખ્યો હતો; અને જૉન ૪ થાની તો બન્ને આંખો ખેંચી કાઢી ને પછીજ મારી નાખવામાં આવ્યો હતો! જ્યારે જૉન ૫ મો તો નામે રાજા હતો, બાકી તેઃ આખા કોન્સટેન્ટીનોપલમાં સૌથી દુઃખ્યારામાં દુઃખ્યારો પુરૂષ તેજ હતો. ચાલુ સતામણીમાં ઘેરાઇ રહી આખરે ગાદીએથી પદભ્રષ્ટ થવા પામ્યો, ને એક મથમાં પડીને સબડી સબડીને મૂઓ. રાજા પોપ જૉન ૧લો જેલમાં સબડી સબડીને કોહી કોહીને કુતરાંને મોતે મરી ગયો હતો. જોન ૮ માને સ્પાલેટોના ડયુક લૅમ્બાર્ટે કેદમાં પૂરી ખૂબ રિબાવ્યો હતો. અને તેના છેવટના દહાડા ઉપર એ બાપડા રાજા જેવા રાજાને બૈરાંનો બાયલો પોશાક પહેરાવીને ફેરવવામાં આવતો હતો. એટલાંજ દુઃખ આપીને જ્યારે લેમ્બર્ટ ધરાયો નહીં, ત્યારે ઝેર આપીને તેને મારી નાંખ્યો હતો. અને જૉન ૧૦ માને ડયુક ઓફ ટસ્કનીએ ગાદીએથી પાંખડું પકડીને ઉઠાડી મેલી કેદખાને પૂર્યો હતો. જૉન ૧૧ માને, તેની માતા આલબેરીક સાથે, કેદખાનામાં નાખવામાં આવ્યો હતો, ને બન્ને માય દીકરાં રિબી રિબીને જેલમાંજ મરણ પામ્યાં હતાં. જૉન ૧૨માને ધર્મલોપને માટે પદભ્રષ્ટ કરવામાં આવ્યો હતો, અને છેવટે તેનાં ફાડીને બે ફાડચાં કરવામાં આવ્યાં હતાં! જૉન ૨૧ માના દિલ ઉપર, ઇ૦ સ૦ ૧૨૭૭માં વીટર્બો ખાતે એક ઘર પડયું તેની નીચેજ કચડાઇને તે મૂઓ હતો. જૉન ૨૩ માને વેશ બદલીને નાશી જવું પડયું હતું, પરંતુ તેને પકડવામાં આવ્યો ને ૩ વરસ વેર કેદમાં પૂરવામાં આવ્યો હતો. આ પ્રમાણે એકેક પછી જૉન નામ ધારણ કરી રાજા થઇને દુઃખી દુઃખી થવા છતાં, તેવીસ તેવીસ રાજાઓએ જૉન નામજ કાં ધારણ કર્યું હશે? શું માત્ર નામથી માણસ મરે?

સ્વીડનનો રાજા જૉન ૧ લો જ્યાં પણ ચઢાઇ લઇ ગયો હતો ત્યાંથી માર ખાઇને, હાડમાર થઇનેજ પાછો ફર્યો હતો, ને વગર સંતાને મૂઓ હતો. જોન બીજાની બાયડી ઉપર રૈયત ગુસ્સે થવાથી તેણીને રાજમાંથી હાંકી કાઢીને દેશનિકાલ કરવામાં આવી હતી. બર્ગંડીના જોન સાન્સપોરને બધી ભયાનક કતલ ચલાવવામાંજ રોકાવું પડતું હતું, અને આખરે એવી કતલોમાંજ તેની કતલ કરી નાખવામાં આવી હતી. શું જોન સિવાય કોઇ મૂઆ નથી?

સૌષ્યાના રાજા જોનને " બાપ-મારૂ " કહેવામાં આવતો હતો, કેમકે તેણે ખુદ પોતાનાજ બાપ ઔલબર્ટનું ખુન કીધું હતું. પરંતુ તેનો ફેજ તે કેવો પામ્યો! ખુન કીધા પછી તેને એક ભટકતા પુરૂષ લેખે અને એક પોશાગીર લેખે દુન્યામાં રહેવું પડયું. બધા જૉન નામના રાજા હાડમાર થયા, પણ પોર્ચુગલનો જૉન રાજા પોતાની નેકીને લીધે, જૉન નામ ધરાવવા છતાં, દુ:ખી જીંદગી ભોગવવાથી જ્યારે બચી ગયો, ત્યારેજ જોન નામનો વહેમ મટયો. વળી જેન નામ ધરાવનારી બધી રાણી કે શહેનશાહજાદીઓ અભાગ્યાંજ નસીબની નિવડી હતી. લેડી જેન ગ્રેને રાજદ્રોહના આરોપ સર રાણી મેરીએ ફાંસીએ લટકાવી હતી. સ્કોટલંડના રાજા ૧ લા જેમ્સની બાયડી જેન બોફર્ટ અથવા જેન સેમોરને ઘાતકી રીતે અને લજ્જા ભરેલી રીતે મારી નાખવામાં આવી હતી. ફીલીપ્પી લી લૉંગે પોતાની જ સ્ત્રી જેન ઓફ બર્ગંડીને ૧૩૧૪ માં છિનાળું કરવા માટે કેદખાને પૂરી હતી. જેન ઓફ ફ્લેન્ડર્સ અને જેન ઓફ પેન્થીયેવ્રે વચ્ચે, બન્નેના ધણીઓને કેદમાં પૂરવા પછી, ભારે લડાઈ ચાલી, ને બન્ને દુ:ખી થઈ. આ લડાઇ જે ૧૪મી સદીમાં થઇ હતી તેને " બે જેનો વચ્ચેની લડાઈ " ના નામે જ ઓળખવામાં આવી છે. નામનોએ કાંઇ મેળ નથી.

નાવ હમારી જાંજરી; બોતહી ભરા હે ભાર;
હલકે થે સો પાર ઉતર ગયે; રહે ગયે જીન સર ભાર.

હે બુઢિયા! તેં ત્હારી ઘરડી ઉમ્મરમાં દીઠું હશે, કે લોહિયાર માણસો ટપોટપ ત્હારી નજર આગળ મૂઆં છે, અને તવાઇ સુકાઈ રહેલાંઓએ કેટલી કેટલી લાંબી ઉમ્મર પસાર કરી છે. શરીરનું સાંચા કામ એકદમ બંધ પાડવાને માત્ર એક ન્હાનોશો શ્વાસજ બસ છે. દેહનું ચક્ર અટકાવવાને માત્ર એક રજકણ પૂરતી છે. હર્ક્યુલીસે જે મહાન બાર હપ્તેખાનો તોડવાનાં ૧૨ પ્રકારનાં પરાક્રમો આખી જીંદગીમાં પૂરાં કર્યાં, તેને મરવાને માટે માત્ર ૧૨ ઘડીજ બસ થઈ હતી! થીસ્યસ જેણે સેંકડો લુટારાઓનો સંહાર કીધો, તેના જેવા મોટા પહેલવાનનું મોત, તથા ઇજીપશિયન પહેલવાન સીસોસ્ટ્રાસનું મરણ, તથા જ્યુ પહેલવાન સેમ્સનનું મૃત્યુ, રોમન શેહેનશાહ કોમોદસ જે પોતાને પહેલવાન કહેવડાવતો હતો, અને જેણે એમ્ફી થીયેટરમાં ૧૦૦ સિંહોનો સંહાર એકેક ઝટકેજ કર્યો હતો, જેણે ૧૦૦૦ પહેલવાનોને કુસ્તીમાં પછાડી નાંખ્યા હતા, એવા સર્વ પહેલવાનોના મોત, આંખના પલકારામાં આવી ઉભાં ત્યારે તેમનું બળ કાંઈએ કામ આવ્યું નો'તું. જેમ સ્થિર હાથના મનુષ્યથી છુટેલો તીર ધારેલું નિશાન આબાદ મારે છે, તેમ શરીરમાં શારીરિક ને માનસિક રોગો જે થાય છે, તે કર્મનો આબાદ લગાવેલો તીરજ છે, અને તે તીર સ્થિરપણે એક પુરા દીકરાને ઉઠાવી લઈ જતાં, નથી જોતો એક એકલી અટુલી પડી જતી માવતર,

કે નથી જોનો તે મા-બાપ વગરનાં નિર્દોષ, નિરઅપરાધી, નિરાધાર બાળકો, કે નથી તેને ઠાકલુદી વિષે દયા, કે નથી તેને રૂદનની કદર. સ્નાનના સમાચાર અને સૂતકના સમાચાર સર્વ કોઈને એકવાર તો સાંભળવા પડેજ છે. ધાસ્કો પડી આવે, પેટમાં શોર પડી આવે, કાળજાંમાં સૂળ મારે એવા માઠા બનાવની નઠારી ખબર સાંભળવા માટે કોઈ પણ ઘડી આવવાનીજ છે, તે માટે તૈયાર રહેવાથી તે માઠી ખબરનું જોમ અરધો અરધ ઉતરી જાય છે. માઠા સમાચાર જાણી લેવા માટે મોડું કરશો ના. ઓય મરશે, હમણા પ્રાણ જશે, ઘડીકમાં વ્હાલું છુટું પડશે, એવા ગભરાટમાં આત્મા ખિન્ન થાય, મન પણ છિન્ન ભિન્ન થઈ આકુળવ્યાકુળ થાય, તેનાં કરતાં તો તે માઠો બનાવ ગમે એવો ભયાનક હોય તોપણ તે એકવાર બની જાય, તેની ખબર આપણે જાણી લઈએ, તે ઘણુંજ બેહતર છે. માઠો બનાવ બન્યા કેડે રડવું આવે તો એકવાર ધસાંધસ રડવું બેહતર છે. વરસાદનાં ઝાપટાંઓથીજ ખીલેલાં પુષ્પો તાજાં થઈ જાય છે, અને ભરાઈ આવેલો ડીઓ એકવાર મોકળો કરી દીધાથી તે આંસુઓ, દુ:ખો ખમવાનું બ્યાનુ આપવા માંડી, લાગેલા ઘા ઉપરનું લોહી ધોઇ નાખે છે. ઝાપટું આવ્યા પછી સૂર્યનો સુંદર પ્રકાશ ઘણીવારે તુર્તજ નજરે આવે છે, તેમ દુ:ખ પછીની રાહત આંસુ પાડયા પછીજ થાય છે. મૈયતના બનાવો સાથે જૂના કાળથી જોડાયેલા વહેમો માનવીને વધારે દુ:ખમય થઈ પડતા હોવા છતાં મૂવા પછી અનેક જાતના વહેમો જીવતાંનાં મગજ ઉપર અસર કરતા હોવાથી, મોતના સમયના સુધારા, મનુષ્ય માત્રને મન ગમતા થઇ પડતા ન હોવાથી, નવાં કૌતકો ન કરતાં જૂનાં કૌતકોને બસ પડવામાં જ જીવની શાન્તિ, જમાના દર જમાના લોકો સમજી રહેલાં હોવાથી, મૈયતના વખતનાં ખેમાણોને તાબે થાય છે, જે કોઈ જેમ કાંઈ કહે તેને વશ થાય છે, અને ભારે દુ:ખના વખતપર તેજ રૂઢી અખત્યાર કરવા લાયક થઈ પડે છે.

સ્મશાન ભૂમિની ઉત્તર દિશાએ પોતાનાં મડદાં દટાય તેની તરફ ગરીબ લોકો સખત અભાવ ધરાવે છે. તેઓની માન્યતા છે કે, પાપીઓનેજ ઉત્તર દિશાએ તો દાટવા જોઈએ! આ માન્યતામાં પણ તેમનાં જીવની શાંતિ થવા દો. ખરૂં કારણ તો ઉત્તરે સૂર્યનો પ્રકાશ ઓછો હોવાથી તેમની માન્યતા ઉભી થઈ છે. ગ્લાસગોના દેવળ આગળ જલ્લાદોને દાટવાની જગા ખાસ બનાવેલી હોય છે, કે જલ્લાદોનાં વહાલાંઓના જીવ સુગાય નહીં, ને તેમને શાન્તિ મળે. પશ્ચિમ દેશોના ઘણા લોકોની એવીજ માન્યતા છે કે, પૂર્વ દિશા એ ખુદાની દિશા છે, જ્યાં પ્રભુનું તખ્ત ગોઠવેલું છે. પશ્ચિમ દિશા એ મનુષ્યની દિશા છે. દક્ષિણ દિશાએ ઇનશાફી આત્માઓ અને ફીરેસ્તાઓ વસે છે, કેમકે એ દિશાએ સૂર્ય નારાયણ પોતાના પૂર બહારમાં પ્રકાશ આપે છે; પરંતુ ઉત્તર દિશા તો

દૈત્યોની દિશા છે; જે તરફ શેતાન અને તેના જાસુસો ફરતાજ ફરે છે, જે માન્યતાને લીધે જીવતાંની શાંતિ સારૂ સૌ કોઈ આવા વહેમોનેજ પસંદ કરે છે. ઘણાં દેવળોમાં ઉત્તર તરફની દિવાલોમાં જે બારણું હોય છે તેને "Devil's door" "દૈત્યનું દ્વાર" કહે છે. બેપ્ટીઝમ વખતે અને પ્રભુભોજનના ઉત્સવ વખતે તે દ્વાર ખોલે છે, કે જેથી દૈત ત્યાંથી ચાલ્યો જાય. આ કારણે વહેમી લોકો તે દ્વારેથી ફરતાં પણ નથી, ત્યારે કેળવાયલા ને સુધરેલા લોકો તેમની હસી કરે છે, પરંતુ જ્યારે તે સુધરેલા શિખેલા લોકને ઘેર મોત નિપજે છે ત્યારે તેઓજ બામુખા તે દ્વાર ઉપરથી મડદાંની ઠાઠડી લઈ જવા દેતા નથી. ફરક એટલોજ હોય છે, કે જૂના વિચારના લોકો મોતની ચિંતા બારે માસ રાખે છે, અને વહેમને ધિકકારનારાં લોકો મોતની વખ્તેજ મોતની કાળજી કરે છે.

ચુ દય રફ્તો ફર્દા ન આમદ હનુઝ;
ન બાશમ ઝે અન્દીશે ઇમ રૂઝ ફૂઝ.

હે બુઢિયા! ત્હારી જે ગઇ કાલ હતી તે તો જ્યારે હવે પસાર થઈ, ત્યારે તું આવતી કાલની ચિંતા શા સારૂ રાખે છે? આવતી કાલ તો તું દેખે કે નહીંએ દેખે. હું તો આવતી કાલની ચિંતામાં બુઢો ખખ થઇને કમ્મરેથી વાંકો વળી જવાનો નથી. ડોસી! મૈયતનાં અસહ્ય સંકટોનું ઓષડ માત્ર વૈત્રું ને રોકાણ છે. ગમે એવી દિલમાં અગન ઉઠીને લાહે બળતી હોય ત્યારે તમે રોકાઈ જાવ. મોટાં દુઃખો તો ન્હાનાં સંકટોને ઝટ ભૂલાવી શકે છે. મોત જેવો મોટો પરોણો વૈત્રાં જેવાં ન્હાનાં દુઃખોને તો વિસરાવેજ. ભારે દર્દ થતું હોય ત્યારે ડોકટરનું હથિયાર તે દર્દના ગોળાને અડતાંજ અડધું દુઃખ તો દફે થાય છે. દાઢ કળતી હોય ને દાંત ઘણાજ દુઃખતા હોય, એવામાં દંતવૈદ આવે છે અને જેવું નસ્તર હાથમાં ધરે છે, તેવાજ દુઃખતા દાંત બંધ પડવા લાગે છે. એક લેખક કે એક કવિ પોતાની કલમ જેવી હાથમાં પકડીને લખવામાં રોકાય છે, તેવીજ તેનાં વ્હાલાંની જૂદાઇ તેના દિલમાંથી ભૂલાતી જાય છે. હાંસલે મતલબ, કે મોતનાજ નહીં, પણ કોઇ પણ દુઃખના અવસરમાં તમારા શોખનું તમે કાંઇએ કામ હાથમાં લઈ લો, તેના જેવો દુઃખનો દારૂ બીજો નથી. શાસ્ત્રકાર કહે છે તેમ, મનુષ્ય લોકમાં આપણે અત્યંત દુઃખો ભોગવીએ છીએ, અને સતકર્મો કર્યા પછી મનુષ્ય લોકથી સ્વર્ગમાં જઈએ છીએ. પરંતુ ત્યાંયે શું સુખ છે? અર્થાત, સ્વર્ગમાંયે પ્રાણીને તો સુખ નથી. કારણ કે, બેહેસ્ત કિંવા સ્વર્ગમાં પણ ત્રણ પ્રકારના દોષ રહેલા છે. જેમનાં અધિક પુણ્ય હોય તેઓ અધિક ભોગ મેળવે છે અને ઓછાં પુણ્યવાળાં ઓછાજ ભોગ ભોગવે છે. એટલે વધારે સુખનાં ભોગવનારાંઓ ઉપર ઓછાં સુખવાળાંઓને તો ત્યાં પણ ઇર્ષા ને અદેખાઈ ઉત્પન્ન થાય છે.સ્વર્ગમાં પણ ઇંદ્ર જેવા દેવતાઓને આધિન રહેવું પડવાથી બધા જીવો નિરં

તર ભયમાં ને ભયમાં રહે છે. વળી પુણ્યનો સમય પૂરો થાય ત્યાં સૂધી વિવિધ સુખ ભોગ ભોગવવાનું મળે, અને તે પૂરો થતાંજ સ્વર્ગથી પાછું મૃત્યુ લોકમાં આવવું થાય છે. સ્વર્ગથી જ્યારે આપણું પાછું ફરવું થાય છે ત્યારે જીવને વળી પાછો મહા કલેશ ઉત્પન્ન થાય છે. આવા કલેશો અને દુઃખોની પરંપરા સ્વર્ગ ઇત્યાદિ લોકમાં પણ છે. માટે હે બ્હેનો ! ભાઈ મુઆનું ના રડયા કરો, જીવને તો સ્વર્ગમાંયે સુખ નથી, એ વાત સત્યજ છે બિલાડી આંધળી હોય તોયે ઉંદરની પાછળ તો દોડવાનીજ. તેમ કર્મ તો આપણા જીવને કેડેથી પણ છોડવાનું નથીજ. ચાર્લ્સ લેમ્બની આ સુંદર લીટિઓ વાંચો.

When Soul drinks of Misery's power,
Each moment seems a lengthened hour;
But when bright joy illumes the mind,
Time passes as the fleetest wind
—How to a wicked soul must be,
Whole ages of eternity.

આપણો આત્મા "પરમાત્મા" નામના પોતાના આત્મિક સાગરમાં ભળી જાય, અનંત નૂરના દરિયાવમાં મરણ પછી આપણા કિંચિત નૂરનો કતરો તે મહાસાગરમાં મળી જાય, તે માટે આપણે અને આપણાં જીવતાં રહેલાં વહાલાં-ઓએ ખુશીજ થવું જોઈએ. આપણું પંચ તત્વોથી બનેલું શરીર કબરમાં કે દોખ્મમાં મટ્ટી ભેળું મટ્ટી ને જળ ભેળું જળ રૂપ થઇ જાય તેથી આપણે અને આપણી પાછળ જીવતાં રહેલાંઓએ નાખુશ થવાનો સાચો સબબ તમને જણાવો ન જ જોઈએ. "જે પળે કે જે ગેહમાં હું મરી જાઉં તેજ પળે કે તેજ ગેહમાં મ્હને તો દફનાવીજ નાખજો, અને પાયદસ્તની મોટી મીજલશના કે સોના રૂપાંના છત્રવાળી કબરમાં મ્હને જાળવી રાખવાના પછાડા મારશો જ મા!" હે અમ્મા ! ત્હારાં દુઃખી વ્હાલાંઓને આવું કહીને તું પણ જે ખરો દિલાસો દેનાર પ્રભુ છે, તેજ પ્રભુનું સ્મરણ કર, કે જે છે

દળિદ્ર છિદ્ર દુષ્ટ પુષ્ટ કષ્ટ કાપનાર તે!
મટાડી કષ્ટ મિષ્ટ સુખને ચટાડનાર તે!

પ્રભુએ સરજેલાં દુઃખમાં કે સુખમાં ગમે તેમ કરીને તમે સ્વભાવને કાબુમાં રાખશો તો સંતાપના છેવટ દહાડા તમે દૂર રાખી શકશો. જો તમારા સંતાપના સંસ્કાર તમારે પેટે પેદા થયેલી પ્રજા ઉપર પડવા પામશે તો તમારા સઘળા વારસો પણ દુઃખ્યારા અને સંતાપિતજ નિવડશે.

નવસારીમાં એક ઍંટાળ અને આપઘાતી મોબેદ કુટુંબના મરહોને વાર સામાં એવું ઍંટાળપણું ઉતર્યું હતું, કે આપઘાત કરવામાં પણ તેઓ બાપદાદેથી

પોતાનો બોલ પાળતા. તે કુટુંબમાં એક બેટો મરણ પામ્યો ત્યારે તેનો બાપ કલ્પાંત કરવાને બદલે જીદ્દે પડી બોલ્યો:—"ચાલ દીકરા! ત્હારી પૂઠેજ આવી લાગ્યો!" આમ કહી બાપે આપઘાત કર્યો. અને તેના વડીલો પણ "ચાલ ત્હારી પૂઠેજ આવ્યો!" એમ કહી આપઘાત કરવા માટે જાણીતા થયા છે. છેક છેલ્લાં છ વરસ ઉપર પણ તે કુટુંબના બે જવાનો એંટથી આપઘાત કરીને મૂઆ. આ કુદ્રતી સંજોગ વારંવાર દીઠામાં આવે છે કે, કેટલાક ખાનદાનમાં આપઘાત કરીનેજ ઘણે ભાગે પુરૂષો જીવ આપે છે. બુઢિયા તું રડે છે કે;

"કોણ રે અનાથની રાખે આજ લાજ,
દુ:ખમાં ડુબી ગઇ આજ વણ કાજ રે!
થઇ હું ઉદાસ હવે ન રહ્યો કંઇ ઇલાજ!—કોણ રે!
સર્વે સુખના સાથીઓ, દુ:ખમાં કોઇ ન સાથ;
માયા મમતા નહીં ખરી, સર્વ દૈવને હાથ!—રાખે.

ઓ મોટા પરમેશ્વર! અમ અનાથો તથા રવડી ગએલાંઓની ભૂલો અને પાપોની સજા તું મોત રૂપી ફટકાથી નહીં કર! વ્હાલાંની જુદાઇના ઘા, જેવા તેં બીજાંઓને કીધા છે તેવા અમને પણ નહીં કર! માયાની સાંકળ જૂદાઇના જખમથી તોડી કાં નાખે છે પ્રભુ! અમારામાં હવે ખમવાની શકિત રહી નથી તેવી સખ્તીના બોજા અમારે શીર નહીં નાખ! અમારાં પાપોનું કરજ માંડી વાળ, માફી આપ, દયા કરીને અમારી કદર ખા! સંસારના ફાંસાથી છેવટે ફુવા પૂરી પૂરીને અમે મર્યે તેવાં છેકજ નિરાશ ના કરી નાખ! શું આપઘાત કલબના સભાસદોએ મોતનાં અકળામણથીજ વખત વગર મરવાનું પસંદ કર્યું હશે?-હા.

## સાંકડાં કપાળમાં સોળ ભમરા.

"**મોતના મિત્રો**" એ નામના સભાસદોની "**આપઘાત કલબ**"ના નામની સાંકડા વિચારના મગજના ઘસેલાઓની એક મંડળી પેટ્રોગ્રાડમાં હયાત છે. એ મંડળમાં પુષ્કળ સભાસદો જોડાયા છે. રશિયાના ખુદ રાજધાની શહેરમાં આ કલબની એક મીટીંગ મળી હતી. પોલીસની નજર ચૂકાવવા સારૂ સમી સાંજે આ સભા ભેગી થઇ, સભાસદો અકેક પછી એકલા કલબના મકાનમાં દાખલ થયા, અને કેટલાકો પાછલે બારણેથી મકાનમાં પેઠા. આ સભામાં પુરૂષો તેમ સ્ત્રીઓ પણ હતી, અને ઘરડાંઓ તેમજ જવાનો પણ સામેલ હતાં. કેટલાંકો તો પોતાના યુનિફોર્મમાં હતાં. મળવાના ઓરડામાં જાડી શેતરંજી બિછાવી હતી, અને બારીઓ ઉપર ભારે પડદાઓ નાખવામાં આવ્યા હતા.

સભા મળવાના ઓરડામાં દાખલ થવાના દરવાજા ઉપર નીચલો લેખ નજરે પડતો હતો.

"**જેઓ અહિંયાં દાખલ થાય તેમણે સઘળી આશા છોડી દેવી.**" ઓરડાના દરવાજા ઉપર રાતી ભડકાંવાળી જમીન ઉપર ક્રૉસ સાથનાં બે હાતરડાં પાડેલાં હતાં. શોપેનહેર, હાર્ટમેન, અને બીજા પ્રારબ્ધવાદી ઈશ્વરી દૂતોની છબીઓ દિવાલો ઉપર ટાંગેલી હતી. તેમાં એક મોટું પીકચર **જીંદગી** અને **મોત** વચ્ચેની લડતનું ટાંગેલું હતું. થોડીક મીણબત્તીઓ સળગાવેલી હતી. પ્રમુખ અને કમિટીના મેમબરો કાળાં કફન પહેરીને એક લાંબી ટેબલ આગળ બેઠા હતા, જેમની આગળ આપઘાત કરવાની ચીઠ્ઠી નાંખવા માટે ચંબુ જેવું વાસણ મૂકવામાં આવ્યું હતું. એક હથોડાને કાળું કપડું વિંટાળીને ૩ વાર મંદ ઠોકા મારતાંજ સભાનું કામ શરૂ કરવામાં આવ્યું. સભાનું કામ ચાલતાં પ્રમુખે એક સ્ત્રી સભાસદને પોતાની દિલસોઝી જણાવી, કે "તેણીએ થોડુંક ઉપર આપઘાત કરવાની કોશેશ કરી, પણ તેણી નિષ્ફળ નિવડી; પરંતુ એ લેડીએ ચિંત્તા ન કરવી; તેણીના માગ્યા પ્રમાણે મોત વહેલું નિપજાવી શકાશે, એવી મ્હારી પૂર્ણ ખાત્રી છે!" તેણીનાં છેલ્લાં વચનો નોંધી લેવામાં આવ્યાં, અને સર્વ સભાસદો ગંભીરાઈથી ઉભા થયા. થોડા વારમાં એક મેમબરે આવીને ખુશાલી ભરેલી ખબર આપી કે; "હવે તેણીને એવો તો જબુન ઘા કરવામાં આવ્યો છે, કે તેણી હવે જીવવા પામશેજ નહીં!"

ત્યાર બાદ આપઘાત વીશેની નવી નવી જાતની રૂઢીઓ વીશે લાંબો વખત વેર વાદ વિવાદ ચાલ્યો. પછી પ્રમુખે જાહેર કર્યું, કે ચીઠ્ઠી નાખતાં ૯ નસીબદાર સભાસદોને ફાળે આપઘાત કરવાની વારી આવી છે! કિયાં ધોરણે તેમણે આપઘાત કરવો તે વીશે તરેહવાર સૂચનાઓ થઈ. છેવટે સર્વાનુમતે એવું ઠર્યું કે, આપણી કલબમાં ઘણા મેમ્બરો વધારવા સારૂ જો મેસ વેળાએ આપઘાતો કર્યે તો ઘણા લોકોનું ધ્યાન ખેંચાશે, માટે એક સુંદર રેસ્ટોરાંમાં આપણે બધાએ ખાણું લેવું, અને ચમ્પીનનાં ગ્લાસોમાં ઝેર ભેળીને ગટગટાવી જવું! જેમના નામ ઉપર આપઘાતની ચીઠ્ઠીઓ નિકળી છે, તેમની પાયદસ્ત ઘણા ઠાઠમાઠથી કાઢવી, જેથી લોકો આપણાં ભલાં (!) કામ તરફ વધારે ખેંચાઈને, "**આપઘાત કલબ**"માં જોડાઈ વહેલાં આ દુઃખી જીવનનો અંત્ત લાવવાનું સુખ પ્રાપ્ત કરવાને ભાગ્યશાળી થશે. દરખાસ્ત સર્વાનુમતે પસાર થવા પછી "**પાયદસ્તની માર્ચ**"નું ગાયન ગાવામાં આવ્યું. બાદ જે સભાસદે છેલ્લામાં છેલ્લો આપઘાત કર્યો હતો તેણે જોડેલું "**મૃત્યુની શાન્તિ**"નું ગાયન ગાઈ તે દહાડાની સભા બરખાસ્ત કરવામાં આવી હતી.

આ રીતે સુધરેલા દેશોમાં પણ જીંદગીનો કંટાળો આવી ગયેલો જણાય છે. શીખેલા ભણેલાઓ પોતાનાં જીવનનો અંત આપઘાતથી પણ આણવાનાં મંડળો સ્થાપવા લાગ્યા છે. અરે ! શું ત્યરે ઇશ્વરે મનુષ્ય અવતાર દુઃખી થવા સારૂજ સરજેલો માનવો ? ના; નહીં. દુઃખે દુઃખે કાયર થયેલાં હિચકારાં, બાયલાં, ધુજતાં અને વહેમી લોકોનું આ તો પાપી કામજ કહી શકાશે. "અરે માય ! જે દહાડાનું નવું ઘર બાંધીને રહેવા ગયાં તે દહાડાનાં હમે ઠરીને બેઠાંજ નથી. એ ઘર જ અવર છે !" આવો નહીં સંતાપનો સંતાપ આઇમાય આઇમાય વારંવાર કરે છે. તમારા શહેનશાહ જ્યોર્જ પાંચમાની "કોરોનેશન-ચેર" યાને રાજ્યાભિષેક કરવાની ખુરશીની કાંની ઉપરથી તમે તમારાં ઘરબાર કે વતન બદલાયાના સોસારાનો વિચાર કરો, તો તમે ઘણા દિલાસા લઇ શકશો. આ ખુરશી માત્ર એક પત્થરો છે, ને કુદ્રતી રીતે તેનો આકાર ખુરશી રોકો છે. એનો તલેસમ એવો કહેવાતો હતો કે, જ્યાં પણ એ પત્થરો કાયમ રહે ત્યાંનો શહેનશાહ કાયમ રહે ! એ પત્થરો જ્યાંથી ખસેડવામાં આવે ત્યાંથી શહેનશાત ઉંધી વળે ! એજ પત્થરો "તારા ટેકડી" ઉપર હતો, ત્યારે આયર્લંડના રાજાઓનો રજ્યાભિષેક થઈ આઇરીશ રાજાઓ રાજ્ય કરતા હતા. એરીકના બેટા ફરગુસે એ પત્થરો ખસેડીને આર્ગાઈલશાયરમાં લાવી મૂકયો, અને ત્યાંથી રાજા કેનેથે ૯ મી સદીમાં તેને ખસેડીને સ્કોન મધ્યે લાવી રાખી તેના ઉપર લાકડાંની ખુરશી રૂપી લાકડાનું બીજું ઢાંકણુ ઢાંક્યું. રાજા ૧ લા એડવર્ડે તેને ખસેડીને વેસ્ટમીન્સટરમાં ગોઠવ્યો. વહેમી લોકો કહે છે કે, જેકબના તકિયા તરીકે એજ પત્થરો વપરાતો હતો. વળી વહેમી લોકો એમ પણ કહેતા આવ્યા છે કે; જ્યાં પણ એ પત્થરો હશે ત્યાં સ્કોટીશ ઓલાદના જ રાજાઓ રાજ્ય કરશે. એક બનાવની સાથે દોઢ ડાહ્યાઓ બીજો બનાવ જોડીને આ રીતે વહેમોની ઉત્પતિ કરે છે. છેલ્લાં જર્મનો-બ્રિટીશ મહાન યુધ્ધમાં બ્રિટિશોનો જ્યારે જ્યારે બારીક વખત આવવા પામ્યો ત્યારે ત્યારે એ દાઢી હલાવનારા વાળોદના કાજીજી થઇને ડોળા ચઢાવીને કહેતા કે; "અમે તો કલકત્તા ખાતેથી વાઇસરૉયનું તખ્ત ઉંચકીને દિલ્હી આણ્યું ત્યારથીજ કહેતા હતા, કે દિલ્લી શહેર એક પાયતખ્ત લેખે તો અવર ને અપશુકન ભર્યું છે! ભલી ભલી શહેન શાતો દિલ્લીમાં રાજગાદી સ્થાપવાથી પાયમાલ થઇ ગઇ, માટે એ જગા નેહુસ્ત નિષેધ છે ! જૂઓ ! જે દહાડે વાઇસરાય પહેલ વહેલો કલક-તેથી દિલ્લી જઇ રાજગાદી ઉપર બેસવા સારૂ રાજ મહેલમાંથી ઉપડયો, છેલ્લી સીડીએથી જેવો નીચે પગ મૂકયો, કે તુર્તજ વાવટા કાઠી આપો આપ સળગીને બળી ગઈ! અને લોર્ડ હાર્ડીંજ દિલ્લીમાં દાખલ થયો તેવોજ તેના ઉપર મોતનો બંબ ફેંકાયો !" અરે ભલાં માણુસો! કોઇનું પણ જાવેદાન રહ્યું છે, કે લોઢી

મુગલ, રજપુત, કે સૈયદ વંશનું દિલ્લીમાંજ રાજ્ય કાયમ રહે? ચાર્લ્સ રાજાના વખતમાં લંડનમાં મરકી ચાલી તે વખતે રોજનાં હજારો માણુસો માર્યાં જતાં હતાં, અને લોકો ત્રાહે ત્રાહે પોકારી રહ્યું હતું. વળી એક વર્ષ પછી લંડન આખું આગમાં ભુંજાવા માંડયું ત્યારે ડાહ્યા માણુસો બોલ્યા કે; "હવે દુઃખ અને આફતોનો તો પાર રહ્યો નથી, તેમ હવે તેનો અંત પણ આવી રહ્યો છે, કેમકે આ આગથી નાશકારક મરકીનો નાશ પણ થયો છે, અને હવે આપણે સુખનાજ દહાડા દેખીશું. અને ખરેખર તેમજ બન્યું. આજે લન્ડન જે ઈંદ્રપૂરી જેવું દેખાય છે, તે આવી મહાન આપૂતોને લીધેજ છે. જયારે રોમ બેહદ આબાદીની ટોંચે પહોંચ્યું, જયારે દીલ્લી અને બગદાદ પૂર બહારમાં આવી ચુકયાં, જયારે બેબીલોન નજર લાગે એવું સ્વર્ગનું સ્થાન દેખાવા લાગ્યું, ત્યારેજ તે સર્વ શહેરો તારાજ થઈ આજે તેમનો અસલ બહાર ગુમ થયો, અને પાછું આપણે જોઇએ છિયે, કે તે નાશ પામેલું રોમ, પડી ભાગેલું દીલ્લી, અંધકારમાં આવેલું બગદાદ, હવે પાછાં નવા બહારમાં ખીલવા માંડયાં છે. એટલે જે દહાડે તે દહાડે રાજયો નષ્ટ થવાનાં જ હતાં તે નાશ પામ્યાં; તેમાં દિલ્લીની ધરતીએ શું પાપ કીધું? યાદ રાખો, કોઈનું સદા રહ્યું નથી ને નભવાનું નથી; દહાડેવારે એક રાજય ખતમ થઇને બીજું આવે છે; તેમાં એવા વહેમોને જોડવાથી કાંઇ નવું થવાનું નથીજ.

આ સંસારની સફર એ એક મોટી મુશકેલ અને મુશીબતવાળી મુસાફરી છે, એમ સમજી લઇને હમેશાં સાવધ રહેવું એજ ડહાપણ ભરેલું તો છે, પણ તેને ખમય માની બેસવામાં કાંઇએ શાણપણ નથી. જે ભુંડું થાય છે તે સારાંને માટેજ કાં નહીં થતું હશે! ખરૂં પૂછાવા તો ઘણાં ખરાં દુઃખો તો આપણી કલ્પના શક્તિનાજ કડવાં ફળો હોય છે, અને સુખો તો ઈશ્વરે મૂળથીજ સરજેલાં છે. પ્રમાણુની ખરી હકીકત ને સાચી સ્થિતિ હોવા છતાં સુખ મળે તો કહે મેં મેળવ્યાં, અને દુઃખ પડે તો કહે એ તો દેવે મોકલ્યાં, એવી વૃત્તિ રાખવી વાજબી નથી. ભરોસો મૂકો તો પૂરો ભરોસો દેવની ઉપરજ મૂકો; અને માઠા બનાવને પણ શુકનના સારા વિચારથી તમે વધાવી કાં ન લો?

નવસારીમાં એક ડોસાં આજ પણ હયાત છે. તેમના ધણીની જાહોજલાલી હતી ને પુંકે ફાટતું હતું તેવા સારા વખતમાં જે ગંભીરતા, જે ટેક, ને જે જુસો તેમણે રાખેલો, તેજ ગંભીરતા તેમના ધણી નિંદાયા ને ઘરબાર વેચાઇ જવાથી નબળી સ્થિતિ આવી, ઘર ઉપર જપ્તીઓ આવી, વહુએ આબરૂ લુટાવી, દરબારે ઘસડયા, ધણી અંતે બેહેસ્તી થયા, દીકરા ઉપર દીકરાઓ ગુજરી ગયા; મોત-મોત-અને બસ મોતેજ ઘર બધું ખાલી થઇ ગયું, અને પૈસાનાં ફાંફાં પડયાં તોયે તેમણે પોતાનો ટેક જેવો ને તેવોજ ટકાવી રાખવાથી,

બીજાંઓએ પણ તેમના પ્રત્યે તેટલુંજ માન અને દિલસોઝી ટકાવી રાખી છે. ગમે એવી મહા આફતો વખતે, બીજાંઓની પેઠેમ રડાકુટા ને રૂદન પાટલા કરતાં નથી. હૈડું મકકમ રાખીને રહે છે. છેલ્લાં તેમની બાકી રહેલી એક જવાન દીકરી જ્યારે મરણ પામી ત્યારે તેમનાં રૂવાન આગળ ભણવા સાર આવવાને, જેવો શોરાબદારૂ અંદયારૂએ ઉંબરમાં પગ મૂકયો, કે એ અશે ડોસાં પોતાના દોઈત્રા રૂસ્તમજીને સંબોધીને, છાતી ઉપર પથ્થર મૂકીને, શુકનવંતુંજ બોલ્યાં કે; "આવો મરૂં શોરાબદારૂ ! મ્હારા રૂસ્તમજીનાં લગ્ન વખતે હવે વહેલા આવજો રે મરૂઉં !" તેમની આવી ધીરતા, હિમ્મત ને શાન્તિ જોઈ સૌ કોઇએ ધડો લીધો. આપઘાત કરતાં પણ વખત વગર મોત નથી આવવાનું થોડાજ દહાડા ઉપર લન્ડનનાં ચેરીંગ ક્રોસ સ્ટેશને લન્ડનવાસી એક જવાન સ્ત્રીએ દુઃખે દુઃખે કંટાળીને મોટોર ગાડી હેઠળ નંખાવી દઈ મરી જવા ચાહ્યું, પણ ડ્રાઇવરે ઝડપથી મોટોરને બીજી બાજુએ ફેરવી દીધાથી બાઈ જ્યારે બચી જવા પામી, ત્યારે તેણીએ ઝડપથી ઉઠીને નજીક આવેલી ટ્રામ ગાડી હેઠળ કચડાઇ મરવાની ઈચ્છા કીધી; પરન્તુ તુતજ ટ્રામના ડ્રાઇવરે પણ જોરથી બ્રેક દાબીને ટ્રામ અટકાવી. હવે બાઈ ક્રોધે ભરાઇ અને એક ઉંચી દિવાલ ઉપર ચઢીને નદીમાં નખાવી દીધું! પરંતુ ત્યાં પણ તે ડુબી મરી નહી; કાંકે હોડીમાં બેઠેલા એક જવાને તેણીને પાણીની સપાટી ઉપરજ પકડી રાખી. આ રીતે ત્રણ ત્રણ વાર આપઘાતની કોશેશો, થોડીજ પળમાં કરવા છતાં, રામે રાખી તેને કોણ ચાખી? ખુદાની મરજી વિરૂદ્ધ તેનાથી કાંઇએ બની શકયું નહીં. જેનું આવી બને તેજ મોતના ડાચાંમાં અણધાર્યું ને અણચિંત્યું જઈ પડે. મુંબઇના ૮ જા ભોઈવાડાના કેટલાક વેપારીઓએ ગાતના વખ્તે પોતાની દુકાનો સાચવવા સારૂ કુદ્રતશાહ ગપુરશાહ નામના એક પથાણને પોતાની નોકરીમાં રાખ્યો હતો. તે પથાણ છેલ્લાં ૧૨ વર્ષ થયાં આ નોકરી દર રોજ ચાલુ બજાવતો હતો. દર રાતે એક દુકાનના ઓટલા ઉપર તે આખી રાત બેસતો. એક સોમવારે કુદ્રતશાહની લગાર તબ્યત બિગડવાથી તેણે પોતાના મિત્ર એલ્લમખાનને ઓટલે બેસાડી પોતે પોતાને ઘરે જઈ સૂતો. પાછલી રાતે એ દુકાનવાળુંજ ઘર પડી ગયું, અને એલ્લમખાન કચરાઈને મરણ પામ્યો! કુદ્રતશાહના મોતને વાર હતો, તેથી કુદ્રતે તેને માંદો પાડયો, ને માઠાંમાંથી સારૂં જ કર્યું; જ્યારે એલ્લમખાનનો વખત ભરાઇ ચુકેલો હોવાથી બાર વરસે-માત્ર એકવાર-મરવાને માટેજ ત્યાં આવી ચઢયો! રામ રાખે તેને કોણ ચાખે ને રામ મારે તેને કોણ તારે? હવે બસ ઘણું થયું. મ્હારાં મહેરબાન વાંચનારાઓ! હવે તમને મ્હારી

લામ!

ઉપર કૃપા કરી છે.

, માની લીધેલું છે.

ારે દુઃખી છે એમ માનજો.

ન્ટ ; સાચી નથી, મિથ્યા છે. એકલો

થ્યા છે. માયાનુંજ આ બધું દુઃખ છે.

૫—ગમે એટલા દિલાસા દીધા છે, પણ તાજા ઘા વખતે કાંઇ લાગુ ન પડે.

૬—તમે જીવી જીવીને કેટલું જીવવાનાં છો? ત્યારે શા માટે દુઃખી થવું?

૭—દુઃખમાંથીજ સુખ મળે છે, ભુંડાંમાં પ્રભુએ કાંઇ ભલુંજ છુપાવેલું છે.

૮—તમારાં સુખ માટે શું કરવું જોઈએ તે તમારા કરતાં પ્રભુ વધારે સારૂં સમજે છે.

૯—વિસરવાની ટેવ રાખજો. ભૂલવાનું કરજો. વૈત્રાંમાંજ રોકાઇ જજો.

૧૦—પરમાત્માની ભકિત દુઃખમાં એક ઢાલજ સમજીને બંદગી કરજો.

૧૧—દુઃખ વખતે રડશો ને બળાપો કર્યાં કરશો તો તમારી પાસે કોઈજ ન આવશે.

૧૨—જ્યારે જીવ ધુજે, ચિંતા લાગે, ગમ લાગે, ત્યારે આ છપ્પન ભાગોમાંથી કોઈ પણ ભાગ હાથમાં લઇ ગમે તે પાનું શુદ્ધ મન વડે ઉઘાડી વાંચશો તો તમારાં દુઃખનોજ ઉપાય તેમાંથી માલુમ પડશે.

૧૩—દુઃખનું ઓષડ દહાડા, અને દુઃખનું ઓષડ વૈત્રું પણ છે.

૧૪—જોકે ૩૬૫ દિલાસા પત્રો લખ્યા છે, તો પણ તેમાં ઘણી ભૂલો થઈ હશે, તેની સર્વ માયાળુ લોકો મ્હને માફી આપજો!

૧૫—આ બધુંજ કાંઇ મ્હારી એકલાની બુધ્ધિનું કહ્યું નથી. મહા અશો પુરૂષોના હીરા મોતી મેં તો માત્ર દોરામાં પરોવીને એક હાર અને માળા બનાવવાનુંજ માત્ર કામ કર્યું છે. દોઢ હજાર નાનાં મોટાં પુસ્તકોના કર્તાઓનો, અને આ કામ પાર પાડવામાં મદદ કરનારા મ્હારા મિત્રો તથા મ્હારા ભાઈઓનો હું મોટો આભાર માનું છું.

૧૬—**વેદ** કર્તાએ જેમ "નેતી-નેતી" કહી બધાં ઉપર મિંડું વાળ્યું છે, તેમ "નહીં-નહીં, એ દિલાસાથી પણ કાંઇ નહીં વળે!" એમ હું કહેતો નથી. ખુદાને યાદ કરો, તે માલિક તમારૂં દુઃખ દર્દ ટાળીજ નાખશે. હે પ્રભુ! સૌનું ભલું કરે તેની સાથે મ્હારૂં પણ ભલું કર! એવુંજ માગો.

૧૭—મ્હારી માયો! રડયા નહીં કરો; બીજાનું જોઈને જીવ ઠેરવો. સારૂંજ

માગો, ને સારૂંજ વમાસો. ખુ
ચાલુ કાળજી છે, તેજ તમને ઉગ
૧૮--જ્યાં સૂધી કર્મ બળીને ભષ્મ ‹
તો ફુર્યાજ કરવાનું. માટે
૧૯—આ જીંદગીમાં જેટલું પડયું એ
લેશો તેટલો તહિં ભોગવવાનો આછો૦
થોડાં પણ દુ:ખી દર્દી ભાઈ બ્હેનોને
મળશે તો મ્હારી મહેનતનો મ્હને પૂરેપૂરો બદલો પરમાત્માએ આપ્યો,
એમ હું સમજીશ. ભુલ ચુકની દરગુજર કરશો.
૨૦--આ ધારેલું કામ પાક પરવરદેગારે પાર પાડયું છે; તેનીજ ગુપ્ત બક્ષીશનું
આ પરિણામ છે! તે સાહેબના હજારો હજાર શુકરાના કરી, મ્હારૂં
કામ આજે પૂરૂ કરૂં છું.




“દુ:ખીને દિલાસા”નો બીજી આવૃત્તિ.

“દુ:ખીને દિલાસા” ના ૫૬ ભાગો પૈકી ઘણા બીલકુલ મળી શકતા નથી, અને હવે હવે ઘણી દુ:ખી વિધવાઓ, નાચાર બેચાર થઈ પડેલાં દુ:ખી દર્દીઓ, અને રોજની ચિંતામાં અને બળાપામાં ભુંજાઇ જતાં લોકો, બધા ભાગો માટે માગણીઓ ઉપર માગણીઓ કરે છે. વાલમો બંધાવી જાળવી રાખવાની ખાહેશો જણાવે છે. માટે હું ધરમી, દાતાર, સખી બાનુઓ તથા ગ્રહસ્થોને નમંતાઈ ભરેલી અપીલ કરૂં છું, કે આ ભાગોની સીરીઝ પોતાના નામની સીરીઝ તરીકે બહાર પડાવવા સારૂ સખાવતનો હાથ લાંબો કરી, અનાથો તથા દુ:ખીઓનાં દુ:ખો ટાળવામાં નાણાંની મદદ કરો! સસ્તી કીંમતે અથવા મુફત ગરીબોમાં આ ભાગો વહેંચાવવાનું પુન્ય લો. એના જેવો બીજો ધરમ કે ખેરાત નથી. એનો મોટો સવાબ લાગશે, અને તમારી યાદગીરી રહેવા સાથે તમારાં અશો નેઆગાનોની યાદગીરી પણ રાખી શકાશે. આ ચોપડીઓની ઘણી જરૂર જણાયાથીજ આ અપીલ કરૂં છું.

કર્તા.